સગાં-સંબંધીઓ સાથે સિલહ રહમીની બરકત અને ફઝીલત તથા કતઅ રહમી પર સખત વઇદ

# સિલહ રહમીની અઝમત

★ લેખક ★

હઝરત મવલાના મુફતી સૈયદ અબ્દુર્રહીમ લાજપૂરી સા. (રહ.)

★ અનુવાદ ★

મૌલવી અબરાર અહમદ રફઅત સા. (સૂરત)
જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા (વલસાડ)

★ પ્રકાશન વિભાગ ★

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ—૩૯૨ ૧૬૨
તા. જિ. ભરૂચ. (GUJ.-INDIA)

કિતાબનું નામ : સિલહ રહમીની અઝમત

લેખક : હઝરત મવલાના મુફતી સૈયદ અબ્દુર્રહીમ લાજપૂરી સા. (રહ.)

અનુવાદ : મૌલવી અબરાર અહમદ રફઅત સા.
જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા

આવૃત્તિ : પહેલી

પ્રત : ૧૦૦૦

પ્રકાશન નં. : ૩૮૨

પ્રકાશન વર્ષ : ૧૪૨૪ / ૨૦૦૩

મૂલ્ય :

**પ્રકાશન વિભાગ**

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ–૩૯૨ ૧૬૨
તા. જિ. ભરૂચ. (GUJ.-INDIA)

**PUBLICATION DEPARTMENT**

DARUL ULOOM BHARUCH, MAHMOODNAGAR,
AT. & PO. KANTHARIA-392 162,
TA. & DIST. BHARUCH. (GUJ.-INDIA)



# સિલહ રહમીની અઝમત

**સવાલ** : સગાં–સંબંધીઓ તથા સ્નેહીઓ સાથે કેવા સંબંધો રાખવાં જોઈએ ? કુર્આન–હદીસમાં એના વિશે કઈ સૂચનાઓ આપેલી છે ? આ બાબતે વિગતવાર લખશો.

આજકાલ સામાન્ય રીતે સગાં–સંબંધીઓ વચ્ચે સારા સંબંધો હોતા નથી. નજીવી બાબતોમાં સંબંધો તોડી નાખવામાં આવે છે. અઠવાડિયાં નહિ, બલકે વર્ષો સુધી સલામ–કલામ બંધ રાખવામાં આવે છે !

આ રીતે વાતચીત અને સલામ–કલામ બંધ રાખવું શરીઅત મુજબ જાઈઝ છે ખરું ?

સગાં–સંબંધીઓના આપસના કુસંપના કારણે આજે ઘેર–ઘેર ફિત્નો છે. ઘરો માંહેની સુખ–શાંતિ ખતમ થઈ ચૂકી છે. દરેક પક્ષ બીજા પક્ષનો વાંક જુએ છે. કોઇ પક્ષ નમતું જોખીને પહેલ કરવા તૈયાર નથી (ઇલ્લા માશાઅલ્લાહ).

આશા છે કે આપ કુર્આન અને હદીસની રોશનીમાં આ મહત્ત્વની બાબત ઉપર પ્રકાશ પાડશો અને ઉમ્મતની રહનુમાઈ કરશો.

અલ્લાહ બંને જહાનમાં આપને જઝાએ ખૈર આપે અને આપની ઉમ્રમાં બરકત અતા કરે, આમીન !

## જવાબ

### બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

### હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુર્આન અને હદીસમાં 'સિલહ રહમી' અર્થાત્ સગાં-સંબંધીઓના હક્કોને અદા કરવાની તથા તેમની સાથે સારો વર્તાવ અને સદ્ભાવના રાખવાની બેહદ તાકીદ કરવામાં આવી છે. તેની ઘણી ફઝીલતો બયાન કરવામાં આવી છે અને તેની ઉપર મોટા અજર અને સવાબનો વાયદો કરવામાં આવ્યો છે.

વળી, 'કતઅ રહમી' અર્થાત્ સગાઈના હક્કો અદા ન કરવા તથા સગાંઓ સાથે ખરાબ વર્તન અને બદસુલૂકી કરવા પર ઘણી જ સખત વઈદો (અઝાબની ચેતવણીઓ) બયાન કરવામાં આવી છે.

સગાંઓ સાથે 'સિલહ રહમી' એવો મુબારક અને પવિત્ર અમલ છે કે તેની બરકતથી અલ્લાહ તઆલા રોઝીમાં વધારો અને વિશાળતા કરે છે તથા ઉંમરમાં (પણ) વધારો અને બરકત આપે છે. હવે પછી આગળ આવતી હદીસથી આ વાત જાણવા મળશે.

માણસ ક્યારેક પોતાના માલ વડે સગાં-સ્નેહીઓને મદદ કરે

છે અને ક્યારેક પોતાનો સમય તેમનાં કામો માટે વાપરે છે. તેના ફળ રૂપે અલ્લાહ તરફથી તેની રોઝી અને માલમાં વધારો થવો અને ઉંમરમાં બરકત થવી સામાન્ય સમજમાં પણ આવી શકે તેવી બાબત છે. 'સિલહ રહમી'નો દુન્યવી ફાયદો છે. આખિરતમાં અજર અને સવાબ અલગ મળશે.

એનાથી વિરુદ્ધ જ્યારે કોઈ માણસ સગાં–સંબંધીઓથી 'કતઅ રહમી' કરે છે અને તેમના હકો અદા કરતો નથી તો તેના કારણે કૌટુંબિક ઝઘડાઓ અને ઘરકંકાશ પેદા થાય છે. પરિણામે માનસિક અશાંતિ અને આંતરિક ગૂંગળામણ જન્મે છે. એની અસર ધંધા–વેપાર, તંદુરસ્તી; બલકે દરેક વસ્તુ પર પડે છે, અને તે માણસ દરેક પળે પરેશાનહાલ રહે છે. તેના જીવનમાં ન તો કોઈ આનંદ–ઉલ્લાસ રહે છે, ન કારોબારમાં બરકત માલૂમ પડે છે. આ દુન્યવી નુકસાન છે તથા આખિરતમાં એનો જે અઝાબ અને સઝા છે તે અલગ છે. અલ્લાહ તઆલા પોતાના ફઝલથી સૌને સુરક્ષિત રાખે, આમીન !

જે સગાં–સંબંધીઓ સાથે 'સિલહ રહમી' કરવાની છે તેમના માટે કુર્આન અને હદીસમાં સામાન્ય રીતે બે શબ્દો વાપરવામાં આવ્યા છે :

(૧) 'ઝવિલ અરહામ'

(૨) 'ઝવિલ કુરબા'

'ઝવિલ અરહામ' અને 'ઝવિલ કુરબા'માં તે તમામ સંબંધીઓ શામિલ છે, જેમની સાથે ખાનદાની વંશીય સંબંધ હોય. ભલે, એ સંબંધ પિતા તરફથી હોય કે માતા તરફથી, અને ભલે એ કેટલોય

દૂરનો હોય.

પિતા તરફથી સગાઈ હોય. જેમ કે :

– દાદા, પરદાદા, દાદી, પરદાદી, ભાઈ, ભત્રીજો, ભત્રીજી અને તેમની ઔલાદ દર–ઔલાદ..... છેવટ સુધી

– બહેન, ભાણેજ, ભાણજી અને તેમની આખી નસલ (વંશ).

– કાકા અને તેમની ઔલાદ–દર–ઔલાદ.

– ફોઈ અને તેમની ઔલાદ–દર–ઔલાદ.

માતા તરફથી સગાઈ હોય, જેમ કે :

– નાના, પરનાના, નાની, પરનાની, ખાલા, માસી અને તેમની ઔલાદ–દર–ઔલાદ.

– મામા અને તેમની ઔલાદ–દર–ઔલાદ.

હુસ્ને સુલૂક સદ્‌વર્તનના સૌથી પ્રથમ હકદાર માતા–પિતા છે. ઉપરાંત, સુસરાલી (સાસરિયાં) અને દામાદી (જમાઈ તરીકે)ની સગાઈનો લિહાઝ રાખવો પણ જરૂરી છે. તેમની સાથે પણ હુસ્ને સુલૂક–સદ્‌વર્તન કરવું જરૂરી છે.

સારાંશ એ કે, અકારિબ (સ્વજનો) અજાનિબ (પરાયા)ની સરખામણીમાં છે. કોઈપણ જાતની સગાઈ હોય તે અકારિબ (સગાં–સ્વજન) છે, નહિતર અજાનિબ (પારકાં–પરાયાં) છે.

('તફસીરે રૂહુલ મઆની' પાનું–૧૫૪, ભાગ–૪, સૂરએ નિસાઅ તથા પાનું ૭૦ ભાગ–૨૬ સૂરએ મુહમ્મદ)

કુર્આને મજીદમાં વિવિધ જગાએ એ બાબતનું વર્ણન કરવામાં

આવ્યું છે. કેટલીક આયતો જુઓ :

(૧) વત્તકુલ્લાહલ્લઝી તસાઅલૂ–ન બિહી વલ્અર્‌હામ– અને ડરતા રહો અલ્લાહથી, જેના વાસ્તાથી આપસમાં સવાલ કરો છો (એક–બીજાથી માંગો છો). તેમજ સાવચેત રહો સગાં–સંબંધીઓથી. (સૂરએ 'નિસાઅ' આયત–પહેલી, પારો–૪)

આ આયત 'સિલહ રહમી' વિશે અત્યંત સ્પષ્ટ છે. તેમાં અત્યંત ખૂબીથી અને ભયપૂર્વક 'સિલહ રહમી'નો આદેશ આપવામાં આવ્યો છે.

મજકૂર આયતની તફસીર (વિવરણ) કરતાં 'ફવાઈદે ઉસ્માની'માં લખ્યું છે કે :

(અલ્લાહ તઆલાથી ડરવાનો હુકમ આપ્યા પછી).... તમને આ હુકમ છે કે, સગાઈ–સંબંધીથી પણ ડરો, અર્થાત્ હકો અદા કરતા રહો અને 'કતઅ રહમી' તથા બદસુલૂકીથી બચતા રહો.

સમસ્ત માનવજાત સાથે સામાન્ય રીતે સદ્‌વર્તાવ રાખવાનો હુકમ તો આયતના પ્રથમ ભાગમાં આવી ચૂકયો હતો, પરંતુ સગાં–સંબંધીઓ સાથે નિકટતા અને સંપર્ક વિશિષ્ટ અને ગાઢ થયેલાં હોવાથી તેમની સાથે ખરાબ વર્તન કરવાથી અહીં ખાસ રીતે ડરાવવામાં આવ્યા છે, કારણ કે તેમના હક્કો બીજાઓ કરતાં વધારે છે.

નીચેની હદીસો એના પર (સાક્ષી) છે.

(૧) હદીસે કુદ્‌સી છે :

**કાલલ્લાહુ તબારક વ તઆલા અનલ્લાહુ વ**

**અનર્રહમાનુ.....**

**ભાવાર્થ** : અલ્લાહ તઆલા ફરમાવે છે : "હું અલ્લાહ છું, રહમાન છું. મેં રહમને ઉત્પન્ન કર્યું છે અને મેં શબ્દ રહમ મારા પોતાના નામ 'રહમાન'થી બનાવ્યો છે. એટલે જે વ્યક્તિ 'રહમ'ને જોડશે (અર્થાત્ 'સિલહ રહમી'કરશે) તેને હું (મારી પોતાની રહમતથી) જોડીશ અને જે વ્યક્તિ તેને કાપશે તેને મારી પોતાની રહમતથી કાપી નાખીશ."

(૨) અને બીજી હદીસ આ પ્રમાણે છે :

**ખલકલ્લાહુલ ખલ્ક ફલમ્મા ફરગ મિન્હૂ....**

**ભાવાર્થ** : 'અલ્લાહ તઆલાએ મખ્લૂકાતને પેદા કરી (અર્થાત્ અલ્લાહ તઆલાએ તમામ મખ્લૂકાતને તેમની ઉત્પત્તિથી પહેલાં જ તે સ્વરૂપોમાં પોતાના અનાદિ ઈલ્મમાં નિર્ધારિત કરી દીધી, જેના પર તેઓ પેદા થશે.) અને જ્યારે એ કાર્યથી ફારિગ થઈ ગયા ત્યારે રહમ અર્થાત્ સગાઈ–સંબંધ ઊભો થયો અને 'અલ્લાહની કમર પકડી લીધી.'

પરવરદિગારે પૂછ્યું : 'કહો ! શું ઈચ્છો છો ?' તેણે કહ્યું કે,

'હું તારી રૂબરૂ ઊભો છું. તારી ઈઝઝત અને અઝમતના દામન તરફ હાથ લંબાવીને હું આ વાતની પનાહ ચાહું છું કે કોઈ વ્યક્તિ મને કાપી નાખે અને મને જોડવાના બદલે ટુકડે ટુકડા કરી નાખે.'

પરવરદિગારે આલમે ફરમાવ્યું કે :

'શું તું આ વાત પર રાજી નથી કે જે વ્યક્તિ (સગાં–સંબંધીઓ સાથે સદ્‌વર્તન મારફતે) તને જોડશે તેને હું પણ (પોતાના

એહસાન, ઈનામ, અજર અને બક્ષિશ મારફતે યથાવત્ રાખું અને જે વ્યક્તિ(સગાઈ–સંબંધોના હક્કોને બરબાદ કરી) તેને કાપી નાખે, હું પણ (પોતાના એહસાન અને ઈનામનો સંબંધ) તેનાથી કાપી નાખું ?'

રહમે કહ્યું : 'પરવરદિગાર ! બેશક, હું આ વાત પર રાજી છું.' અલ્લાહ રબ્બુલ ઈઝઝતે ફરમાવ્યું કે :

'સારું, તો આ વાયદો તારા માટે, હંમેશા રહેશે (એવું જ થશે).' ('મઝાહિરે હક' જદીદ)

(૩) અને (ત્રીજી) હદીસ (આ પ્રમાણે છે) :

**અર્રહિમુ શુજનતુમ મિનર્રહમાનિ ફકાલલ્લાહુ તઆલા મન વસલક વસલ્તુહૂ વમન કતઅક કતઅતુહૂ.**

**ભાવાર્થ** : 'રહમ' શબ્દ 'રહમાન' શબ્દથી નીકળ્યો છે. અલ્લાહ તઆલાએ (રહમથી) ફરમાવ્યું :

"જે શખ્સ તને જોડશે (તારા હકનો લિહાઝ રાખશે) હું પણ તેને (પોતાની રહમતની સાથે) જોડીશ અને જે શખ્સ તને તોડશે (તારા હકનો લિહાઝ નહીં રાખશે) હું પણ તેને (પોતાની રહમતથી) અલગ કરી દઈશ."

(૪) અને (ચોથી) હદીસ (આ પ્રમાણે છે) :

**અર્રહિમુ મુઅલ્લકતુન બિલ્અર્શિ તકૂલુ મન વસલની વસલહુલ્લાહુ વમન કતઅની કતઅહુલ્લાહુ.**

**ભાવાર્થ** : 'રહમ' અર્થાત્ સગાઈ–સંબંધ અર્શે ખુદાવંદીથી

લટકેલો છે અને દુઆ કે સમાચાર સ્વરૂપે કહે છે કે) :

"જે શખ્સ મને જોડશે તેને અલ્લાહ (પોતાની રહમતથી) જોડશે અને જે શખ્સ મને તોડશે અલ્લાહ તઆલા તેને (પોતાની રહમતથી) જુદો કરી દેશે ! ('ફવાઈદે ઉસ્માની')

'તફસીરે મઆરિફુલ કુર્આન'માં છે :

'વલ્અરહામ' અર્થાત્ સગાઈના સંબંધો ભલે પિતા તરફથી હોય કે માતા તરફથી, તેમની જાળવણી કરવામાં અને તેમના હકોની અદાયગીમાં બેદરકારીથી બચો !

## "સિલહ રહમી"નો અર્થ અને તેની ફઝીલતો

'અરહામ' શબ્દ 'રહમ'નું બહુવચન છે. 'રહમ' ગર્ભાશયને કહેવામાં આવે છે. જન્મ પહેલાં બાળક એમાં રહે છે. 'રહમ' (ગર્ભાશય) જ સગાઈનો સબબ છે. એટલે એને લગતા તમામ સંબંધો જાળવી રાખવાને 'સિલહ રહમી' કહે છે. સગાઈની બુનિયાદ પર જે ફિતરી (સાહજિક) સંબંધો સ્થાપિત થયા છે તેની તરફ દુર્લક્ષ અને લાપરવાઈ કરવાને 'કતઅ રહમી' કહે છે.

હદીસોમાં 'સિલહ રહમી' પર ઘણો ભાર મૂકવામાં આવે છે.

ઈરશાદે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ છે : મન અહબ્બ અંય્યુબ્સત લહૂ ફી રિઝકિહી....

જે વ્યક્તિને આ વાત પસંદ હોય કે તેની રોઝીમાં વધારો થાય અને તેની ઉંમર લાંબી થાય તો તેણે 'સિલહ રહમી' કરવી જોઈએ. ('મિશ્કાત' પા. ૪૧૯)

આ હદીસથી 'સિલહ રહમી'ના બે મોટા અને મહત્ત્વના ફાયદાઓ જાણવા મળ્યા કે એનાથી આખિરતનો સવાબ તો મળશે જ, પરંતુ દુનિયામાં પણ રિઝ્ક–રોઝીની તંગી દૂર થાય છે અને ઉંમરમાં બરકત થાય છે.

અબ્દુલ્લાહ બિન સલામ રદિયલ્લાહુ તઆલા અન્હૂ ફરમાવે છે કે :

રસૂલે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જ્યારે મદીના તશરીફ લાવ્યા અને હું (આપની ખિદમતમાં) હાજર થયો ત્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના જે મુબારક શબ્દો સૌથી પહેલાં મારા કાનમાં પડયા તે આ હતા :

આપ અલયહિસ્સલાતુ વસ્સલામે ફરમાવ્યું :

**યા અય્યુહન્નાસુ અફશુસ્સલામ.....**

"લોકો ! એકબીજાને વધુમાં વધુ સલામ કરતા રહો ! અલ્લાહની રઝા મેળવવા માટે લોકોને ખાવું ખવડાવતા રહો ! 'સિલહ રહમી' કરતા રહો ! અને (રાતે) એવા સમયે નમાઝના માટે આગળ વધતા રહો જ્યારે સામાન્યજનો મીઠી નિદ્રાની મઝા માણી રહ્યા હોય ! આ બાબતો પર અમલ કરશો તો સલામતીપૂર્વક, વગર અવરોધે જન્નતમાં પહોંચી જશો." ('મિશ્કાત શરીફ' પા. ૧૦૮)

એક બીજી હદીસમાં ઉલ્લેખ છે કે :

"ઉમ્મુલ મુઅમિનીન હઝરત મયમૂના રદિયલ્લાહુ તઆલા અન્હાએ પોતાની એક બાંદી (દાસી)ને આઝાદ કરી દીધી હતી. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સમક્ષ જ્યારે આ

વાતનો ઉલ્લેખ કરવામાં આવ્યો ત્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

**લય અઅતય્તિહા અખ્વાલકિ કાન અઅઝમ અજરિકિ**

"જો તમે તમારા મામાઓને આપ્યું હોત તો વધારે સવાબ મળત." ('મિશ્કાત' પાનું ૧૭૧)

ઈસ્લામે ગુલામ કે બાંદીને આઝાદ કરવાની ઘણી જ પ્રેરણા અને પ્રોત્સાહન આપેલાં છે તથા તેને બેહતરીન સવાબનું કામ ઠરાવવામાં આવ્યું છે, છતાં 'સિલહ રહમી'નો દરજ્જો હર હાલતમાં તેના કરતાં ઉચ્ચ છે.

આ મતલબની એક બીજી પણ રિવાયત છે : આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

**અસ્સદતુ અલલ મિસ્કીનિ સદકતુન.......**

"કોઈ મોહતાજની મદદ કરવી એ માત્ર સદકો જ છે અને આપણાં નજીકનાં સગાં–સંબંધીઓની મદદ કરવામાં બે કામો સંયુક્ત થયેલાં છે, એક સદકહ અને બીજો 'સિલહ રહમી'.

('મિશ્કાત ' પાનું ૧૭૧)

માત્ર ખર્ચના પ્રકારમાં ફેરફાર કરવાથી બે પ્રકારના સવાબો (એક સાથે) મળી જાય છે. એનાથી વિરુદ્ધ 'કતઅ રહમી' વિશે જે અત્યંત સખત વઈદો (સઝાની ચેતવણીઓ) હદીસોની રિવાયતોમાં વર્ણવવામાં આવી છે તેનો ખ્યાલ (નીચેની) બે રિવાયતોથી સારી રીતે આવી શકે છે.

(૧) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે :

**લા યદ્‌ખુલુલ જન્ન-ત કાતિઉન**

''જે માણસ સગાં-સંબંધીઓના હક્કોની જાળવણી કરતો નથી, તે જન્નતમાં જશે નહિ.'' ('મિશ્કાત' પાનું ૪૧૯)

(૨) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે :-

**લા તન્ઝિલુ રહ્‌મતુ અલા કવમિન ફીહિ કાતિઉન-**

"તે કોમ ઉપર અલ્લાહની રહમત નહિ ઊતરશે, જેમાં કોઈ કતઅ રહમી કરનાર મોજૂદ હોય." ('મિશ્કાત' પાનું ૪૨૦)

હક્કોની અદાયગીની ભાવના દિલમાં પેદા કરવા માટે છેવટે ફરમાવ્યું :

**'ઈન્નલ્લાહ કાન અલયકુમ રકીબા'**

**અર્થાત્** : અલ્લાહ તઆલા તમારી ઉપર દેખરેખ રાખે છે. તે તમારાં દિલો અને ઈરાદાઓથી માહિતગાર છે. જો ઔપચારિક રીતે શરમ-શરમમાં તમારું કોઈ કામ કરી પણ દીધું, પરંતુ દિલમાં બલિદાન અને સેવાની ભાવના ન હતી તો તે કબૂલ થવા પાત્ર નથી. અલ્લાહથી ડરવાનું કારણ પણ એનાથી જાણવા મળી ગયું કે તે તમામ લોકો પર હંમેશા દેખરેખ રાખનાર છે.

કુર્આને કરીમની આ આગવી શૈલી છે કે તે કાનૂનને માત્ર દુન્યવી હુકૂમતોના કાનૂનો માફક બયાન નથી કરતું, બલકે કેળવણી અને પ્રેમપૂર્વક બયાન કરે છે. કાનૂનના બયાન સાથે તે દિલ અને દિમાગની તરબિયત-કેળવણી પણ કરે છે. ('મઆરિફુલ કુર્આન' પાનું ૨૮૦ થી ૨૮૨, જિલ્દ ૨, લેખક : મુફતી મુહમ્મદ શફીઅ સાહબ રહ.)

'તફસીરે માજિદી'માં છે :

**વત્તકુલ્લાહલ્લઝી તસાઅલૂન બિહી વલ્ અર્હામ**

'અલ્અરહામ', 'રહમ'નું બહુવચન છે. આ શબ્દ ઘણો વિશાળ અર્થ ધરાવે છે. તમામ સગાં–સંબંધીઓ, કુટુંબવાળાઓ એમાં આવી જાય છે. (કુર્તુબી–તાજ)

'અલ્અહરામ'ના ઉભયાન્વયી ઉપર ખૂબ વિચાર કરી લેવામાં આવે. એનો સંબંધ (અન્વય) અલ્લાહ સાથે જોડવામાં આવ્યો છે.

આ છે ઈસ્લામમાં રિશ્તેદારી કે સગાઈનું મહત્ત્વ. વાસ્તવમાં તો ઉમ્મતની સામૂહિક વ્યવસ્થાના પાયાનો પથ્થર જ શરીઅતે રિશ્તેદારી–સગાઈને ઠરાવ્યો છે. સ્નેહીઓ, નિકટનાઓ, ખાનદાનવાળાઓ અને જ્ઞાતિજનો સાથે સદ્વર્તાવ કરવો ઈસ્લામમાં બીજા દરજ્જાની કે ગૌણ બાબત નથી, બલકે પ્રથમ કક્ષાનું મહત્ત્વ ધરાવનારી બાબત છે. (બહર–બયઝાવી–જસ્સાસ)

એ જ અર્થમાં આ હદીસ પણ આવી છે :–

**અર્રહિમુ મુઅલ્લકતુન બિલ્અર્શિ.....**

(અર્થાત્ : 'રહમ' અર્શે ઈલાહીથી લટકેલું રહીને દુઆ કરતું રહે છે કે;

'જે મને જોડી રાખે તેને અલ્લાહ તું જોડી રાખ ! અને
જે મને કાપી નાખે તેને અલ્લાહ તું કાપી નાખ !'

ફુકહા (ઈસ્લામી શરીઅતના નિષ્ણાતો) આ બાબતમાં સર્વસંમત છે કે કરાબત (સગાઈ)નો ખ્યાલ રાખવો વાજિબ છે.

અને 'કતઅ રહમી' કરવું જુર્મ (અપરાધ) છે. ('કુર્તુબી')

**ઈન્નલ્લાહ કાન અલયકુમ રકીબા.**

**અર્થાત્** : બેશક, અલ્લાહ તઆલા તમારા ઉપર નિરીક્ષક છે. (તમારા ઝાતી, ખાનગી, સામૂહિક બધા જ મામલામાં અલ્લાહ તઆલા નિગરાં–નિરીક્ષક છે).

જો આ વાત નજર સામે રહે તો ઉમ્મતની દરેક વ્યક્તિનું ખાનગી જીવન કેટલું સુખદાયક બની જાય ! ('તફસીરે માજિદી' પાનું ૩ અને ૪ ભાગ–૨, લેખક :– મવ. અબ્દુલમાજિદ દરિયાબાદી રહ.)

બીજી આયત

**વઅ્બુદુલ્લાહ વલા તુશ્રિકૂ બિહી શઈઅંવ વબિલ્વાલિદય્નિ ઈહ્સાના.....**

**અર્થાત્** : અને તમે (માત્ર) અલ્લાહની ઈબાદત કરો અને તેની સાથે કોઈને પણ શરીક (ભાગીદાર) ન બનાવો ! અને માતા–પિતા સાથે સારો વર્તાવ કરો ! તેમજ સગાં–સંબંધીઓ સાથે, યતીમો સાથે, ગરીબો સાથે, નજીકના પડોશીઓ સાથે, દૂરના પડોશીઓ સાથે, પાસે બેસનાર સાથે, રાહદારીઓ સાથે અને જેઓ તમારી માલિકી હેઠળ છે તેઓની સાથે પણ (સારો વ્યવહાર કરો !)

બેશક, અલ્લાહ તઆલા એવા લોકોથી મુહબ્બત નથી કરતો, જેઓ પોતાને મોટા સમજે છે અને ઘમંડની વાતો કરે છે.

(સૂરએ નિસાઅ, આયત ૩૬)

આ મુબારક આયત પણ હકોના બયાનમાં સર્વગ્રાહી છે. સૌ પ્રથમ અલ્લાહના હકો બયાન કર્યા, તે પછી માતા–પિતાના હક્કો

બયાન કર્યા, તે પછી દરજા અનુસાર તમામ સગાં–સંબંધીઓ અને જરૂરતમંદોના હક્કો બયાન કર્યા.

'તફસીરે માજિદી'માં છે કે, આ આયત પર ચિંતન–મનન કરવાથી સમજાશે કે, એમાં હુસ્ને સુલૂકની–સદ્‌વર્તાવની તાકીદ માતા–પિતાથી લઈ ગુલામો અને બાંદીઓ સુધી અર્થાત્ સમાજના દરેક વર્ગને લાગુ પડે છે. તે પછી આ આદેશને બીજી તરફ તવહીદે ઈલાહી સાથે જોડી દેવામાં આવ્યો છે. દુનિયાના બીજા કોઈ આકાશી ગ્રંથમાં આવી અજોડ–અનુપમ તા'લીમ--શિક્ષાનો દાખલો મળતો નથી.

ઉપરોક્ત બાબતોની સાથે સંશોધકોની આ સ્પષ્ટતાને પણ સરખાવો :

"(મજકૂર) હકદારો ભલે કાફિર હોય તો પણ તેમની સાથે સારો વર્તાવ રાખો. અલબત્ત, મુસલમાનોના હકો ઈસ્લામના કારણે તેમના કરતાં વધારે છે." ('તફસીરે માજિદી', પાનું ૫૬)

'મઆરિફુલ કુર્આન'માં છે કે :–

હકોની વિગતો આપતાં પહેલાં, અલ્લાહ તઆલાની ઈતાઅત (ફરમાંબરદારી) અને ઈબાદત તેમજ તૌહીદનો વિષય આ રીતે બયાન કરવામાં આવ્યો છે :–

**વઅ્બુદુલ્લાહ વલા તુશરિકૂ બિહી શયઆ**

**અર્થાત્** : અલ્લાહની ઈબાદત કરો અને ઈબાદતમાં બીજી કોઈ વસ્તુને તેનો શરીક (ભાગીદાર) ન બનાવો.

તેના પછી તમામ સગાં–સ્નેહીઓ અને સંબંધીઓ પૈકી સૌ

પ્રથમ માં–બાપના હક્કો બયાન ફરમાવ્યા અને અલ્લાહ તઆલાએ પોતાની ઈબાદત તથા પોતાના હક્કોના બયાન સાથે જ માં–બાપના હકો બયાન કરીને આ વાત તરફ પણ સંકેત કરી દીધો છે કે, હકીકત અને અસલની રૂએ તો તમામ એહસાનો તથા ઈનામો અલ્લાહ તઆલા તરફથી છે, પરંતુ જાહેરી અસ્બાબની રૂએ જોવામાં આવે તો અલ્લાહ તઆલા પછી સૌથી વધારે એહસાનો માણસ પર તેના માં–બાપના છે, કારણ કે આલમે અસ્બાબ (અસ્બાબ સાથે અનુબંધિત આ દુનિયા)માં માં–બાપ જ તેના વુજૂદ (અસ્તિત્વ)ના સબબ છે અને જન્મથી લઈ તેની યુવાની સુધી જેટલા કઠણ તબક્કાઓ છે તે બધામાં ઝાહિરી અસ્બાબથી માં–બાપ તેના વુજૂદ (અસ્તિત્વ)ના અને પછી તેના સ્થાયિત્વ, વિકાસ અને વૃદ્ધિના જામીન છે.

એટલે જ કુર્આને કરીમમાં બીજા મૌકાઓ પર પણ માં–બાપના હક્કોને અલ્લાહ તઆલાની ઈબાદત અને ઈતાઅત (ફરમાંબરદારી) સાથે બયાન કરવામાં આવ્યાં છે.

(૧) એક જગાએ ઈરશાદ છે :– અનિશ્કુર લી વલિવાલિદય્ક

**અર્થાત્** : મારો શુક્ર અદા કરો અને પોતાનાં માં–બાપનો શુક્ર અદા કરો. ('સૂરએ લુકમાન' આયત ૧૪)

(૨) બીજી જગાએ ઈરશાદ છે : **વઈઝ અખઝ્ના.....**

અને (તે સમયને પણ યાદ કરો) જ્યારે અમે બની ઈસરાઈલથી વચન લીધું કે અલ્લાહના સિવાય કોઈની બંદગી કરશો નહિ અને માં–બાપ સાથે ભલાઈ કરજો. (સૂરએ 'બકરહ' આયત ૮૩)

આ બંને આયતોમાં માં–બાપના વિશે એમ નથી ફરમાવ્યું કે, તેમના હકો અદા કરો અથવા તેમની ખિદમત કરો, બલકે 'એહસાન' શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે, જેના ભાવાર્થમાં નીચે પ્રમાણે અનેક અર્થ અને મતલબ શામિલ છે :

– ઝરૂરત મુજબ તેમના ખોરાક–પોશાક માટે માલ ખર્ચ કરો.

– ઝરૂરત મુજબ તેમની શારીરિક સેવાચાકરી પણ કરો.

– તેમની સાથે વાતચીતમાં સખત અવાજે કે વધારે જોરથી ન બોલો, જેનાથી તેમની બેદઅબી થાય.

– તેમની સાથે કોઈ એવી વાત ન કરો, જેનાથી તેમનું દિલ તૂટી જાય.

– તેમના મિત્રો તથા સગાં–સંબંધીઓ સાથે પણ કોઈ એવો વર્તાવ ન કરો, જેનાથી માતા–પિતાના દિલને તકલીફ પહોંચે.

– તેમને આરામ પહોંચાડવા અને રાજી રાખવા માટે જે કંઈ કરવું પડે તે બધું જ કરો.

– અહીં સુધી કે જો માં–બાપે અવલાદના હકો અદા કરવામાં કોતાહી (ઉણપ) કરી હોય તો પણ અવલાદને તેમની સાથે બુરો વર્તાવ કરવાની કોઈ ગુંજાઈશ નથી.

હઝરત મુઆઝ બિન જબલ રદિયલ્લાહુ અન્હૂ ફરમાવે છે કે, મને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે દસ (૧૦) નસીહતો કરી હતી (જે પૈકી બે નસીહતો નીચે પ્રમાણે છે) :

(૧) અલ્લાહની સાથે કોઈને શરીક (ભાગીદાર) ન બનાવ.

ભલે તને કતલ કરી નાખવામાં આવે અથવા આગમાં જલાવી દેવામાં આવે.

(૨) માતા–પિતાની નાફરમાની ન કરો અને તેમનાં દિલને તકલીફ ન પહોંચાડો. ભલે તેઓ એવો હુકમ કરે કે પોતાના ઘર–વાળાઓને તથા માલ–દવલતને છોડી દે !

રસૂલે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈરશાદોમાં જેવી રીતે માતા–પિતાની ફરમાંબરદારી (આજ્ઞાપાલન) કરવા પર અને તેમની સાથે સદ્‌વર્તન કરવા પર ભાર મૂકવામાં આવ્યો છે તેવી જ રીતે તેના અનંત ફઝાઈલ અને સવાબના દરજાઓ પણ વર્ણવવામાં આવ્યા છે.

'બુખારી' તથા 'મુસ્લિમ'ની એક હદીસમાં છે કે : આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે, "જે માણસ એવું ઈચ્છતો હોય કે, તેની રોઝી અને ઉંમરમાં બરકત થાય તો તે 'સિલહ રહમી' કરે અર્થાત્ પોતાના સગાંઓના હકો અદા કરે."

'તિરમિઝી'ની એક રિવાયતમાં છે કે :

"અલ્લાહ તઆલાની ખુશી પિતાની ખુશીમાં છે અને અલ્લાહ તઆલાની નાખૂશી પિતાની નાખૂશી (નારાઝગી)માં છે."

'શુઅબુલ ઈમાન'માં 'બયહકી'એ રિવાયત કરી છે કે :– રસૂલે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

"જો પુત્ર પોતાનાં માતા–પિતાનો ફરમાંબરદાર (આજ્ઞાપાલક) હોય તો જ્યારે તે પોતાનાં માતા–પિતાને માન અને મુહબ્બતની નજરે જુએ છે ત્યારે દરેક દૃષ્ટિ વખતે તેને એક મકબૂલ હજનો

સવાબ મળે છે.''

'બયહકી'ની જ એક રિવાયતમાં છે કે, રસૂલે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

''તમામ ગુનાહોને અલ્લાહ તઆલા માફ કરી દે છે, પરંતુ જે શખ્સ માં–બાપની નાફરમાની કરે છે તથા તેમને તકલીફ પહોંચાડે છે તેને આખિરતથી પહેલાં દુનિયામાં જ જાતજાતની આફતોમાં નાખી દેવામાં આવે છે.''

આયત (નંબર બે)માં માતા–પિતા પછી બીજા તમામ સગાં–સંબંધીઓ સાથે સદ્‌વર્તન કરવાની તાકીદ આવી છે....(અંત સુધી) (મઆરિફુલ કુર્આન, પાનું ૪૦૯ થી ૪૧૧, જિલ્દ–૨)

**(૩) લય્સલ બિર્ર અન તુવલ્લૂ વુજૂહકુમ....**

**અર્થાત્** : ''કંઈ બધી ખૂબી એમાં જ (આવી ગઈ) નથી કે તમે તમારું મુખ પૂર્વની તરફ કરી લો કે પશ્ચિમની તરફ, પરંતુ (અસલ) કમાલ (ખૂબી) તો આ છે કે, કોઈ શખ્સ

– અલ્લાહ તઆલા પર યકીન રાખે,

– અને કિયામતના દિવસ પર, અને ફરિશ્તાઓ પર અને (બધી) (આકાશી) કિતાબો પર અને પયગમ્બરો પર યકીન રાખે,

– અને (તે માણસ) અલ્લાહના પ્રેમની ખાતર માલ આપતો હોય–સગાંઓને, યતીમો (અનાથો)ને, મોહતાજોને અને (સાધન વગરના) મુસાફિરોને અને (લાચારીએ) માંગનારાઓને અને (કેદીઓ તથા ગુલામો)ની ગરદનો છોડાવવામાં માલ આપતો હોય.

– અને નમાઝની પાબંદી કરતો હોય,

– અને ઝકાત પણ અદા કરતો હોય,

– (ઉપરાંત) એ લોકો જ્યારે કોઈ કરાર કરે તો પોતાનો કરાર પૂરો કરતા હોય,

– ગરીબીમાં, દુઃખમાં અને (કાફિરો સામે) રણસંગ્રામમાં મક્કમ રહેનાર હોય.

આ લોકો જ સાચા છે અને આ લોકો જ (ખરા) પરહેઝગાર (ગણવાને લાયક) છે." (સૂરએ 'બકરહ', આયત ૧૭૦)

ભલાઈનાં કામોમાં ખર્ચ કરવાનો ઈસ્લામે આ કેટલો સુયોગ્ય અને કુનેહપૂર્ણ ક્રમ ગોઠવ્યો છે !

આયતના આ અંશમાં ઉમ્મતની સમગ્ર આર્થિક (માલી) વ્યવસ્થા સારાંશરૂપે વ્યક્ત થઈ ગઈ છે.

આર્થિક (માલી ) મદદ સૌ પ્રથમ પોતાનાં નજીકના સગાં–સ્નેહીઓની કરવી જોઈએ. આવું ન થાય કે ભાઈની હવેલી બંધાતી હોય અને બહેન ઝૂંપડા માટે વલખાં મારતી હોય ! કાકા પાસે કારોનો કાફલો હોય અને ભત્રીજા પાસે રીક્ષાભાડાના પૈસા પણ ન હોય !

દરેક માલદારે સૌ પ્રથમ પોતાના ગરીબ સગાંઓ, કુટુંબીજનો, ભાઈઓ, બહેનો, ભત્રીજાઓ, ભાણેજો તથા બીજા નજીકના સગાં–સંબંધીઓની સારસંભાળ રાખવી જોઈએ. તેમનાં ખબર–અંતર પૂછતાં રહેવું જોઈએ.

તેના પછીનો ક્રમ મહોલ્લાના, ગામના, શહેરના યતીમ બાળકોનો આવે છે, જેમનો કોઈ વાલી–વારસ કે સરપરસ્ત બાકી રહ્યો ન હોય.

તેના પછી ક્રમ ઉમ્મતના તમામ મુફલિસો, મોહતાજોનો છે.

તેના પછી તે મુસાફિરો, રાહદારીઓનો ક્રમ આવે છે, જેઓ મુસાફરીનો ખર્ચ ન હોવાના કારણે પોતાના જરૂરી સફરથી વંચિત રહી જાય છે અથવા ક્યાંક બહારથી આવેલા અજાણ્યા મુસાફરો આવ્યા હોય અને કોઈ તેમના રહેવા તથા ખાવા–પીવાની વ્યવસ્થા કરવા રાજી ન હોય.

અને છેક છેલ્લે જરૂરતમંદ સવાલી (માંગનાર, ભિક્ષુક) રહી જાય છે.

જો આ સમગ્ર આર્થિક (માલી) વ્યવસ્થા પર નિયમ પ્રમાણે અમલ કરવામાં આવે તો ઉમ્મતમાં કયાંય મુફલિસી, તંગદસ્તી, બેકારી, બેરોજગારીનું અસ્તિત્વ બાકી રહે ખરું ? !

('તફસીરે માજિદી', પાનું ૩૦૬, જિ. ૧)

### (૪) યસ્અલુનક મા ઝા યુન્ફિકૂન.....

**અર્થાત્ :** (હે નબી !) લોકો આપને પૂછે છે કે (અલ્લાહ વાસ્તે) શું આપવું જોઈએ ? (અને કોને આપવું જોઈએ ?) કહો કે, જે કાંઈ માલ તમારે આપવો હોય તો તે માં–બાપ અને સગાં–સ્નેહીઓ તથા યતીમો અને ગરીબો તેમ મુસાફિરોને આપ્યા કરો અને તમે જે કાંઈ નેકી કરશો તો અલ્લાહ તેને સારી રીતે જાણે છે (તેથી અવશ્ય તેના બદલો આપશે.) (સૂરએ 'બકરહ', આયત ૨૧૫)

'ફવાઈદે ઉસ્માની'માં છે :

કેટલાક સહાબીઓ રિદવાનુલ્લાહિ અલયહિમ અજમઈન જેઓ માલદાર હતા તેમણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પૂછયું હતું કે,

'પોતાના માલમાંથી શું ખર્ચ કરે ?'

તો એના અનુસંધાનમાં આ હુકમ થયો કે થોડું ખર્ચ કરો કે વધારે, જે કાંઈ અલ્લાહ માટે ખર્ચ કરો તે માતા–પિતા, સગાં–વહાલાં, યતીમો, મોહતાજો તેમજ મુસાફિરો માટે છે. અર્થાત્ સવાબ મેળવવા માટે જો ખર્ચ કરવું હોય તો જેટલું ઈચ્છો તેટલું ખર્ચ કરો, તેની કોઈ સીમા કે હદ નથી. અલબત્ત, આ વાત જરૂરી છે કે જે મોકાઓ અમે બતાવ્યા છે તેમાં ખર્ચ કરો.

('ફવાઈદે ઉસ્માની')

(૫) ઈન્નલ્લાહ યઅ્મુરૂ બિલ્અદ્લિ.....

**અર્થાત્** : બેશક, અલ્લાહ તમને અદલ તથા એહસાન અને સગાસંબંધીઓને આપવાનો હુકમ કરે છે અને નિર્લજ્જ તેમજ બુરા કામોથી તથા ઝુલ્મ કરવાથી રોકે છે. તે તમને એટલા માટે શિખામણ આપે છે કે જેથી તમે બોધ ગ્રહણ કરો.

(સૂરએ 'નહલ' આયત ૯૦)

'ફવાઈદે ઉસ્માની'માં છે કે કુર્આનને

''તિબ્યાનન્ લિકુલ્લિ શય્ઈન''

**અર્થાત્** : 'માનવજાતની હિદાયત સંબંધી તમામ વસ્તુઓની છણાવટ કરતો ગ્રંથ' કહેવામાં આવ્યો છે. આ આયત

તેનો નમૂનો છે.

ઈબ્ને મસ્ઊદ રદિયલ્લાહુ અન્હૂ ફરમાવે છે કે :

ખુદા તઆલાએ દરેક ખૈર અને શર, ભલી અને બુરી, સારી અને નરસી વસ્તુના વર્ણનને આ આયતમાં એકત્ર કરી દીધેલ છે. એમ કહી શકાય કે, કોઈ એવો અકીદો, અખ્લાક, નિય્યત, અમલ કે વ્યવહાર, ભલે સારો હોય કે ખરાબ, બાકી રહ્યો નથી, જે આદેશાત્મક કે નિષેધાત્મક સ્વરૂપમાં એમાં શામેલ થયો ન હોય ! (અર્થાત્ આ આયત સર્વગ્રાહી છે.)

કેટલાક આલિમોએ લખ્યું છે કે : જો કુર્આનમાં બીજી કોઈ આયત ન હોત તો એકલી આ આયત જ :–

''તિબ્યાનન લિકુલ્લિ શય્ઈન''ના પુરાવા માટે જ પૂરતી હતી. કદાચ આ કારણોસર જ ખલીફએ રાશિદ હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ રહમતુલ્લાહિ અલયહએ જુમ્આના ખુત્બાના અંતે તેને આમેજ કરી ઉમ્મત માટે એક સુંદર નમૂનો પૂરો પાડયો છે.

આ આયતની સર્વગ્રાહિતા સમજાવવા માટે તો એક અલગ ગ્રંથની જરૂર પડે, છતાં થોડોક અંદાઝો એ રીતે કરી શકાય કે આ આયતમાં ત્રણ બાબતોનો આદેશ આપવામાં આવ્યો છે :

(૧) અદ્‌લ (ન્યાય) (૨) એહસાન (૩) ઈતાએ ઝિલ્કુર્બા અર્થાત્ સગાં–સંબંધીઓની મદદ કરવી.

## અદલ

'અદલ'નો અર્થ એ છે કે માનવીની તમામ આસ્થાઓ, કર્મો,

અખ્લાક, વ્યવહારો થતા લાગણીઓ ન્યાય અને સંતુલનના ત્રાજવામાં તોળાયેલી હોય. વધારા–ઘટાડાથી કોઈપણ પલ્લું ઝૂકેલું કે ઊંચકાયેલું ન હોય.

સખતમાં સખત દુશ્મન સાથે પણ વ્યવહાર કરે તો ન્યાયનો પાલવ ન છોડે. બાહ્ય અને અંતર (મન) સમાન હોય. જે બાબત પોતાના માટે પસંદ કરતો ન હોય તે બાબત પોતાના (માનવ) બંધુ માટે પણ પસંદ ન કરે.

## એહસાન

'એહસાન'નો અર્થ આ છે કે માણસ પોતે ભલાઈ અને નેકીનું સાક્ષાત્‌રૂપ બની જઈને બીજાઓની ભલાઈ ચાહે. અદલ–ઈન્સાફના મકામથી કંઈક ઉચ્ચતર સ્થાને પહોંચીને મહેરબાની, દયા, ક્ષમા તથા કૃપા અને કરુણાની ભાવના અપનાવે. ફર્ઝ અદા કર્યા પછી નવાફિલ અને મુસ્તહબ્બાત તરફ આગળ કદમ માંડે. ન્યાય સાથે મુરુવ્વતનો સમાવેશ કરે અને એવું યકીન રાખે કે જે કાંઈ ભલાઈ કરે છે તેને ખુદા જોઈ રહ્યો છે. ત્યાંથી ભલાઈનો જવાબ જરૂર ભલાઈના સ્વરૂપમાં મળશે. અલ ઈહ્‌સાનુ અન તઅ્‌બુદલ્લાહ કઅન્નક તરાહુ ફઈલ્લમ તકુન તરાહુ ફઈન્નહુ યરાક.

**ભાવાર્થ :** એહસાન એ વસ્તુનું નામ છે કે તમે ખુદાની ઈબાદત એવી પરિપૂર્ણતાથી કરો અને ખુશૂઅ–ખુઝૂઅ, ધ્યાન અને એકાગ્રતાથી કરો કે જાણે તમે અલ્લાહ તઆલાને જુઓ છો અને જો તમે તેને નથી જોતા તો અલ્લાહ તઆલા (તો) તમને જુએ (જ) છે. ('સહીહ બુખારી')

હલ જઝાઉલ ઈહ્‌સાનિ ઈલ્લલ્ ઈહ્‌સાન

**ભાવાર્થ** : એહસાનનો બદલો એહસાન સિવાય શું હોઈ શકે ! (સૂરએ 'રહમાન', આયત ૬૦)

ઈતાએ ઝવિલ કુર્બા.....

આ બંને ખસલતો (અર્થાત્ અદલ અને ઈન્સાફ કે બીજા શબ્દોમાં ઈન્સાફ અને મુરુવ્વત) તો પોતાની ઝાત માટે, અને દરેક પોતાના કે પરાયા માટે તેમજ દોસ્ત કે દુશ્મનના સંબંધમાં હતી, પરંતુ અકારિબ (સગાં–સંબંધીઓ)ના હકો પારકાઓ કરતાં કંઈક વધારે છે. કુદરતે આપસમાં જે સંબંધ (સગાઈ) સ્થાપિત કર્યા છે તેની અવગણના કરવામાં ન આવે, બલકે સગાં–સંબંધીઓ માટે હમદર્દી તથા તેમની સાથે મુરુવ્વત અને એહસાન પારકાઓ કરતાં વધારે હોવાં જોઈએ.

'સિલહ રહમી' એક અલગ નેકી છે, જે સગાં–સંબંધીઓ અને 'ઝવિલ અરહામ' સાથે દરજા અનુસાર ઈસ્તેમાલ થવી જોઈએ. એમ કહો કે, 'એહસાન' પછી 'ઝવિલ કુર્બા' (સગા–સંબંધીઓ)નો ખાસ ઉલ્લેખ કરીને ચેતવી દીધું કે 'અદલ' અને 'ઈન્સાફ' તો દરેક માટે સમાન છે, પરંતુ મુરુવ્વત અને એહસાન કરવાના સમયે કેટલાક અવસરો બીજા કેટલાકના કરતાં વધારે રિઆયત (છુટછાટ–ઉદારતા) અને અગ્રતા આપવા લાયક હોય છે.

મરતબાઓના તફાવતને ભૂલી જવું એક રીતે કુદરતે સ્થાપિત કરેલા નિયમોને ભૂલાવી દેવા સમાન છે.

હવે આ ત્રણે શબ્દોની સર્વગ્રાહિતાને નજર સમક્ષ રાખી સમજૂ

માણસ નિર્ણય કરી શકે છે કે તે કઈ કુદરતી ખૂબી, ભલાઈ કે નેકી દુનિયામાં એવી બાકી રહી જવા પામી છે, જેનો સમાવેશ ઉપરોક્ત ત્રણે કુદરતી નિયમોમાં થઈ ગયો ન હોય ? ! ('ફવાઈદ ઉસ્માની')

'તફસીરે મઆરિફુલ કુર્આન ઈદ્રીસી'માં છે :–

અને ત્રીજું એ કે, અલ્લાહ તમને હુકમ આપે છે પોતાના અને નજીકના (સગાં–સંબંધીઓ)ને આપવાનો. અર્થાત્ 'સિલહ રહમી'નો હુકમ આપે છે, કારણ કે પોતાનાઓના હક્કો પારકાઓના કરતાં વધારે છે. અદલ અને ઈન્સાફ તો દોસ્ત અને દુશ્મન બધા માટે સરખાં અને સમાન છે, પરંતુ એહસાન અને મુરુવ્વતમાં ઘણી વેળા ખુસૂસિય્યત અને રિઆયત પણ મલ્હૂઝ હોય છે.

આ 'સિલહ રહમી' જો કે અદલમાં કે એહસાનમાં દાખલ છે, પરંતુ સિલહ રહમી અને સગાઈના હક્કોનો લિહાજ તથા જાળવણી એક જુદી નેકી અને ભલાઈ છે અને મહાન ઉપકાર છે. આ વિશિષ્ટતાના લીધે જ તેનું વર્ણન અલગ કરવામાં આવ્યું છે.

કુર્આન અને હદીસ 'સિલહ રહમી'(ના વર્ણન)થી ભરેલાં છે.

(એક) હદીસમાં છે કે :–

'રહમ' શબ્દ (સગાઈના અર્થમાં) અલ્લાહના પવિત્ર નામ 'રહમાન'થી બન્યો છે. જે શખ્સ 'રહમ'–સગાઈને જોડે છે અલ્લાહ તેને જોડે છે અને જે શખ્સ 'રહમ'–સગાઈને તોડે છે અલ્લાહ તેને પોતાની રહમતથી અલગ કરી દે છે.

આ કારણોસર જ અમુક સ્થિતિમાં નજીકના હાજતમંદ સગાંઓની ખોરાકી–પોશાકીનો ખર્ચ આપવો 'વાજિબ' થઈ જાય

છે. અમુક 'સિલહ રહમી' મુસ્તહબ છે. દાખલા તરીકે : સગાંઓને ભેટ–સોગાત આપવી, જેથી આપસમાં મુહબ્બત અને ઉલ્ફત બાકી રહે.

ગમે તે કહો, એક વાત ચોક્કસ છે કે, 'સિલહ રહમી' એ 'એહસાન'નું પરિપૂર્ણ સ્વરૂપ છે. એટલે જ (ઉપરોક્ત આયતમાં) એને ખાસ રીતે અલગ બયાન કર્યું છે, કારણ કે સગાં–સંબંધીઓને પૈસે–ટકે મદદ કરવી અને તેમની સાથે એહસાન કરવું મહાન ઈબાદત છે. જે શખ્સમાં આ ત્રણેય ગુણો : અદલ, એહસાન અને સિલહ રહમી એકત્ર થઈ ગઈ તેની બુદ્ધિ–શક્તિ અને વિચાર–શક્તિ પરિપૂર્ણ તથા સુસજ્જિત થઈ ગઈ.

('મઆરિફુલ કુર્આન', પાનું ૭૧, જિલ્દ ૭, સૂરએ 'નહલ'
લેખક : શૈખુત્તફસીર મવલાના મુહમ્મદ ઈદ્રીસ કાંધલવી (રહ.)

## (૬) વઈઝ અખઝ્ના....

**અર્થાત્** : અને (તે સમયને પણ યાદ કરો) જ્યારે અમે બની ઈસરાઈલથી (તવરાતમાં) વચન લીધું કે અલ્લાહના સિવાય કોઈની બંદગી કરશો નહિ અને માં–બાપ સાથે ભલાઈ કરો અને સગાંવહાલાં તથા યતીમો તેમ નિરાધારો સાથે પણ (ભલાઈથી વર્તન કરશો) અને સામાન્ય લોકો સાથે ભલી રીતે (વિવેકથી) વાત કરજો અને નમાઝની પાબંદી રાખજો, તેમજ ઝકાત આપતા રહેજો; પછી (તમારામાંથી) થોડાકના સિવાય તમે સઘળા (તે વચનથી) ફરી ગયા અને વચન આપી ફરી જવું તો તમારી સાધારણ ટેવ છે. (સૂરએ 'બકરહ', આયત ૮૩)

**મસ્અલો** : આ આયતથી જાણ થઈ કે આ હુકમો તથા આદેશો ઈસ્લામ અને તે પહેલાંની શરીઅતોમાં સમાન રીતે આપવામાં

આવ્યા હતા. તે પૈકી તવહીદ, માતા–પિતાની, સગાંઓની અને યતીમો તેમજ મોહતાજોની ખિદમત કરવી તેમજ તમામ માનવો સાથે વાતચીત વખતે વિવેક અને વિનમ્રતા રાખવી તથા નમાઝ અને ઝકાત (વગેરે) દરેક વસ્તુ દાખલ છે. (મઆરિફુલ કુર્આન, પાનું–૨૫૩, જિલ્દ ૧, લેખક : મુફતી મુહમ્મદ શફીઅ સાહબ (રહ.)

'મઆરિફુલ કુર્આન ઈદ્રીસી'માં છે :–

ફાયદો (૧) : માતા–પિતાની તરબિયત ખુદાવંદી તરબિયતનો નમૂનો છે. આલમે અસબાબ (અસબાબ સાથે અનુબંધિત આ દુનિયા)માં માતા–પિતા તેના વુજૂદ (અસ્તિત્વ)નાં એક જાહેરી સબબ છે.

માતા–પિતા પોતાનાં સંતાનો પર જે કંઈ ઉપકાર કરે છે તે કોઈ સ્વાર્થ કે બદલો મેળવવા માટે નથી.

સંતાનોના લાલન–પાલનથી માતા–પિતા ક્યારે ય કંટાળતા નથી.

સંતાનો માટે જે સિદ્ધિ પામવાની શક્યતા હોય, માતા–પિતા દિલપૂર્વક તેની તમન્ના રાખે છે.

સંતાનોની પ્રગતિ અને ઉન્નતિની તેઓ કદી અદેખાઈ નથી કરતાં. હંમેશા તેઓ પોતાના કરતાં પોતાના સંતાનોને વધારે પ્રગતિ તથા ઉન્નતિ પર જોવાના ઈચ્છુક રહે છે.

એટલે જ અલ્લાહ તઆલાએ પોતાની ઈબાદતના આદેશ પછી માતા–પિતા પ્રત્યે આદર રાખવાનો આદેશ આપ્યો છે અને આ કારણોસર જ માતા–પિતાનો આદર કરવો તમામ શરીઅતોમાં

'વાજિબ' રહ્યો છે અને આ હક–અધિકાર માત્ર માતા–પિતા હોવાના કારણે જ છે. એટલે "વબિલ્ વાલિદયૂનિ"માં ઈમાનની શરત રાખવામાં આવી નથી. ઈશારો એ વાતની તરફ છે કે, માતા–પિતાનો આદર માતા–પિતા હોવાની હેસિયતથી છે અને દરેક હાલતમાં વાજિબ અને જરૂરી છે. માતા–પિતા ચાહે કાફિર, ફાજિર (દુરાચારી) હોય કે મુનાફિક અથવા ફાસિક હોય (તેમનો આદર કરવો વાજિબ અને જરૂરી છે).

આ કારણે જ હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામે (તેમના પિતા) 'આઝર'ને ઈસ્લામની દઅવત તથા તેની ભલામણ કરતી વખતે હંમેશા નરમી અને વિનય–વિવેકને જાળવી રાખ્યાં. સૂરએ 'મરયમ'માં આ કિસ્સો વિગતવાર વર્ણવાયેલો છે.

કુર્આન અને હદીસમાં વિવિધ જગ્યાએ કાફિર અને મુશરિક માતા–પિતા સાથે પણ સદ્વર્તન અને એહસાન કરવાનો હુકમ આપવામાં આવ્યો છે.

ફાયદો (૨) : યતીમ અને ગરીબ, એમ તો બંને મોહતાજ છે, પરંતુ યતીમ સગીર વયનો હોવાના કારણે રોઝી કમાઈ શકતો નથી એટલે યતીમને ગરીબ–મિસ્કીનના કરતાં અગ્રતા આપી છે.

ફાયદો (૩) : પૈસે–ટકે મદદ કરવી અથવા એહસાન કરવું બહુધા સગાં–વહાલાઓ સાથે હોય છે. દરેક વ્યક્તિને આર્થિક મદદ પહોંચાડવી શક્ય નથી. એટલે :–

"વકૂલૂ લિન્નાસિ હુસ્ના"

એમાં પારકાઓ સાથે શાબ્દિક–મૌખિક એહસાનનો ઉલ્લેખ કર્યો, કારણ કે વિનમ્રતાપૂર્વક સદ્વર્તન દરેક વ્યક્તિ સાથે કરવું

શક્ય હોય છે.

ફાયદો (૪) : દઅવત અને તઝકીર અર્થાત્ વઅઝ અને નસીહતના મૌકા પર નરમી અને મહેરબાની અતિ આવશ્યક છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે :

**ફકૂલૂ લહૂ કવ્લલ લય્યિનલ લઅલ્લહૂ યતઝક્કરૂ અવ યખ્શા.**

"ફરી તેની જોડે નરમાશથી વાત કરજો, કદાચને તે બોધ ગ્રહણ કરે અથવા (અઝાબથી) ડરી જાય."

અને અલ્લાહ તઆલા ફરમાવે છે :

**ઉદ્‌ઉ ઈલા સબીલિ રબ્બિ-ક બિલ હિક્મતિ વલ્મવ્ઈઝતિલ હસન-તિ**

**ભાવાર્થ** : (હે નબી સલ.!) આપ પોતાના પરવરદિગારના માર્ગ તરફ સચોટ વાતો (દલીલો) સમજાવીને અને ભલી નસીહતો સંભળાવીને બોલાવો ! (સૂરએ 'નહલ', આયત ૧૨૫)

અને અલ્લાહ તઆલા ફરમાવે છે :–

**ફબિમા રહ્‌મતિમ મિનલ્લાહિ લિન્ત લહૂ**

**ભાવાર્થ** : તે પછી અલ્લાહની જ કૃપાના લીધે આપ તેઓ સાથે માયાળુપણે વર્ત્યા. (સૂરએ 'આલિ ઈમરાન', આયત ૧૫૮)

અને અલ્લાહ તઆલા ફરમાવે છે :–

**ઈદફઅ્ બિલ્લતી હિ-ય અહ્‌સનુ**

**ભાવાર્થ** : (હે નબી) આપ (તેઓની) બુરાઈને એવી

વર્તણૂંકથી ટાળી દો, જે બેહતર હોય. (સૂરએ 'મુઅમિનૂન', આયત ૯૬)

સારાંશ એ કે વઅઝ અને નસીહત તેમજ તબ્લીગ અને મુનાઝરહમાં નરમી અને મહેરબાની યોગ્ય છે, જેવી રીતે ઉપરોક્ત આયતોથી સ્પષ્ટ થાય છે. અલબત્ત, 'જિહાદ' અને 'કિતાલ'માં સખ્તી તેમજ કરડાકી મુનાસિબ છે.

જેમ કે અલ્લાહ તઆલા ફરમાવે છે :–

**યા અય્યહુન્નબિય્યુ જાહિદિલ કુફફાર......**

**ભાવાર્થ** : (હે નબી) કાફિરો અને મુનાફિકો સાથે જિહાદ કરો અને તેઓના ઉપર સખ્તી કરો ! (સૂરએ 'તવબહ', આયત ૭૩)

એનું કારણ એ છે કે, 'જિહાદ' ઈસ્લામ અને મુસલમાનોને નાબૂદ કરવાની કોશિશો કરનારાઓ સાથે કરવામાં આવે છે.

'જિહાદ' અને 'નસીહત' વચ્ચેનાં તફાવત સારી રીતે સમજી લો !

ફાયદો (૫) : 'મુદારાત' અને 'મુદાહનત'નો તફાવત

ઘણાં લોકો 'મુદારાત' અને 'મુદાહનત'નો તફાવત ઓળખતા નથી. જો કે બંને વચ્ચે ઘણો ફેર છે.

**મુદારાત** :– પોતાની દુન્યવી અને શારીરિક રાહત તથા ફાયદાને બીજાની દુન્યવી રાહત અને ફાયદા ખાતર છોડી દેવું તેનું નામ 'મુદારાત' છે.

**મુદાહનત** :– દુન્યવી ફાયદા ખાતર પોતાના દીનને છોડી દેવું અને તેમાં લાપરવાઈ કરવું તેનું નામ 'મુદાહનત' છે.

'મુદારાત' શરીઅમાં સુંદર તેમજ પસંદપાત્ર છે.

'મુદાહનત' શરીઅતમાં ખરાબ અને નિંદાપાત્ર છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે :–

**વદ્દુ લવ તુદ્‌હિનુ ફયુદ્‌હિનુન**

**અર્થાત્‌** : તેઓ ચાહે છે કે કોઈ પણ રીતે તું (પોતાના કાર્યમાં) ઢીલો થાય તો તેઓ પણ નરમાશથી વર્તે. (સૂરએ 'કલમ', આયત ૯)

સારાંશ એ કે દીનમાં સુસ્તી અને ઢીલાશનું નામ 'મુદાહનત' છે.

દુન્યવી બાબતોમાં નરમીમાં નરમી અને સુસ્તીનું નામ 'મુદારાત' છે.

('મઆરિફુલ કુર્આન', પાનું ૧૬૯, ૧૭૦ જિલ્દ ૧) લેખક : મવલાના મુહમ્મદ ઈદ્રીસ કાંધલવી (રહ.)

'તફસીરે માજિદી'માં છે :

**વકૂલૂ લિન્નાસિ હુસ્ના-**

સામાન્ય રીતે લોકો સાથે સુંદર વાતચીત જાળવી રાખો.

**અય-કુલુ લિન્નાસિ મકાલનત હસનતન-(બહર) કૂલુ લહુમ અલ્કવલુત્તય્યિબ.** (બહર અન- અબિલ આલિયહ)

વાતચીતમાં સારી રીતે વર્તન કરતા રહેવું સૌથી સરળ અને સૌથી અદના માનવીય ફરજ છે. એટલા માટે આ હુકમ બધા લોકો માટે છે. એટલે દરેક વ્યક્તિ સાથે સજ્જનતાથી વર્તવું જોઈએ. ભલે, તે વ્યક્તિ સારી હોય કે ખરાબ, ફાસિક હોય કે

દીનદાર, માત્ર એટલી સાવચેતી રાખવી જોઈએ કે આ સજ્જનતા અને હસમુખાપનના કારણે સામેવાળી વ્યક્તિની બિદઅતને કે બદમઝહબીને કયાંક સમર્થન મળી ન જાય. (કુર્તુબી)

'વબિલ વાલિદયૂનિ ઈહસાના' (અર્થાત માતા–પિતા સાથે એહસાન કરો.)

માતા–પિતા સાથે 'હુસ્ને સુલૂક' આ છે કે :–

– તેમની સાથે સારો વર્તાવ કરવામાં આવે.

– તેમની સાથે વિનયપૂર્વક વર્તન કરે.

– તેમની આજ્ઞાઓનું પાલન કરવામાં આવે.

– તેમની વફાત પછી તેમના હકમાં દુઆએ ખૈર કરવામાં આવે.

– તેમના મિત્રો સાથે સુંદર રીતે વર્તન કરે. (કુર્તુબી)

તવહીદનો આ હુકમ આપવો, પછી તેની સાથે જ બંદાઓ સાથે સદ્‌વર્તન કરવાનો આ હુકમ આપવો અને ઉમદા રહેણી–કરણી (બાબતમાં) ઉલ્લેખ કરવો આ વાતની દલીલ છે કે, ખુદા તઆલાની નજીક 'હુકૂકુલ ઈબાદ' (બંદાઓના હકો)નું મહત્ત્વ કેટલું બધું છે ! ('તફસીરે માજિદી', પાનું ૧૫૦, જિલ્દ ૧)

### (૭) વઆતિ ઝલ કુર્બા હક્કહૂ.....

**અર્થાત્** : અને સગાં–વહાલાઓને તેમનો હક આપો તથા મોહતાજો અને મુસાફિરોને પણ, અને (માલને) નકામો ઉડાવો નહીં. (કેમ કે) બેશક, ઉડાઉ લોકો શયતાનોના ભાઈબંધ છે અને

શયતાન પોતાના પરવરદિગારનો બહુ નાશુક્રો છે.

(સૂરએ 'બની ઈસ્રાઈલ', આયત નં. ૨૬, ૨૭, પાનું ૧૫)

'મઆરિફુલ કુર્આન'માં છે :–

આ આયતમાં તમામ સગાંઓના હકોનું બયાન છે. દરેક સગાંઓના હક અદા કરવામાં આવે, જે ઓછામાં ઓછો તેમની સાથે સારો વ્યવહાર અને ઉમદા વર્તન છે. જો તે હાજતમંદ હોય તો તેની માલી મદદ પણ પોતાની શક્તિ પ્રમાણે કરવી એમાં દાખલ છે.

આ આયતથી એટલી વાત તો સાબિત થઈ ચૂકી છે કે, દરેક વ્યક્તિ પર તેનાં તમામ સગાં–સંબંધીઓ, સ્નેહીઓના હકો છે.

તેના હકો શું છે ? કેટલા છે ? તેની વિગતો આપવામાં આવી નથી, પરંતુ 'સિલહ રહમી' અને 'હુસ્ને સુલૂક'નો તો એમાં સમાવેશ હોવું સ્પષ્ટ છે.

આ જ ફરમાન અનુસાર :–

–જો કોઈ ઝી રહમ મહરમ સગા પૈકી કોઈ અવરત–બાળક પાસે પોતાના ગુઝારાનો સામાન ન હોય અને કમાવા માટે પણ શકિતમાન ન હોય.

– જો ઝી રહમ સગા અપંગ કે આંધળા હોય અને તેની પાસે એટલો માલ ન હોય, જેનાથી તેનો નિર્વાહ થઈ શકે,

તો ઈમામે આ'ઝમ અબૂ હનીફહ (રહ.)ની નઝદીક, તેમના જે સગાંઓમાં એટલી શક્તિ હોય કે તેઓ તેમની મદદ કરી શકે છે, તો તેમના પર (ઉપર દર્શાવેલા) બધા લોકોનો નફ્કહ (નિભાવ

ખર્ચ) ફર્ઝ છે. જો એકસરખી કક્ષાના ઘણાં સગાંઓ શક્તિવાન છે તો તે તમામ પર જવાબદારી વહેંચી દઈ તેમનો નિભાવ ખર્ચ આપવો જોઈએ.

સૂરએ 'બકરહ'ની આયત :

''**વઅલ્લ વારિસિ મિસ્લુ ઝાલિક**''થી પણ આ હુકમ સાબિત થાય છે.

આ આયતમાં સગાં–વહાલાઓ, ગરીબો, મુસાફિરોને માલી મદદ આપવાને અને 'સિલહ રહમી' કરવાને તેમનો હક ઠરાવી આ વાત તરફ ઈશારો કર્યો કે મદદ કરનારે તેમની ઉપર પોતાનો ઉપકાર ગણવાની કોઈ ગુંજાઈશ નથી, કારણ કે તેમનો હક તેના ઝિમ્મે ફર્ઝ છે. આપનારો પોતાની ફર્ઝ અદા કરી રહ્યો છે, કોઈ વ્યક્તિ પર એહસાન નથી કરતો. ('મઆરિફુલ કુર્આન', પાનું ૪૫૭, જિલ્દ ૫)

**(૮) ફઆતિ ઝલકુર્બા હક્કહૂ.....**

**અર્થાત્** : માટે આપ કુટુંબીજનોને તેમનો હક આપો તથા મોહતાજ અને મુસાફિરને (પણ આપો). આ તે લોકો માટે બેહતર છે, જેઓ અલ્લાહની ખૂશનુદીના ચાહક છે, અને તેઓ જ છુટકારો પામનાર છે. (સૂરએ 'રૂમ', આયત ૩૮)

'મઆરિફુલ કુર્આન'માં છે :–

આ આયતમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને સંબોધન કરવામાં આવ્યું છે, પરંતુ હઝરત હસન બસરી રહમતુલ્લાહિ અલયહ કહે છે કે, આ સંબોધન દરેક તે વ્યક્તિને લાગુ પડે છે, જેને અલ્લાહ તઆલાએ ધનવાન બનાવ્યા હોય. એમાં

આ સૂચના આપી છે કે, જે માલ અલ્લાહ તઆલાએ તમને આપ્યો છે તેમાં કંજુસાઈ ન કરો, બલકે તેને યોગ્ય જગ્યાએ ખૂશદિલીથી ખર્ચ કરો. આમ કરવાથી તમારા માલ અને રોઝીમાં કમી થવાની નથી.

આ હુકમની સાથે, મજકૂર આયતમાં માલ ખર્ચ કરવા પાત્ર વ્યક્તિઓ અને અવસરો પણ બયાન કરી દીધા છે :

(૧) ઝવિલ કુર્બા, (૨) મસાકીન, (૩) મુસાફિર.

ખુદા તઆલાએ આપેલા માલમાંથી ઉપરોક્ત વ્યક્તિઓને આપો અને તેમની ઉપર ખર્ચ કરો !

સાથે જ આ વાત પણ જણાવી દીધી કે તે લોકોનો આ હક છે જે અલ્લાહ તઆલાએ તમારા માલમાં શામિલ કરી દીધાં છે, એટલે તે લોકોને આપતી વખતે તેમની ઉપર કોઈ ઉપકાર કે એહસાન ન જતાવો, કારણ કે હકદારનો હક અદા કરવો અદલ અને ઈન્સાફનો તકાદો છે, ઉપકાર કે ઈનામ નથી.

અને 'ઝવિલ કુર્બા'થી જાહેરી મુરાદ એ છે કે, સર્વ સગાઓ છે, ભલે તે 'ઝી રહમ મહરમ' હોય કે બીજાં. (કમા હુવ કવલુલ જમ્હૂરિ મિનલ મુફસ્સિરીન)

અને હકનો મતલબ પણ સાર્વજનિક છે, ભલે તે વાજિબ હક્કો હોય. દાખલા તરીકે માં–બાપ, સંતાનો અને બીજા 'ઝવિલ અરહામ'ના હકો અથવા માત્ર એહસાન અને ઉપકાર હોય, જેમાં બીજાઓ કરતાં સગાં–વહાલાઓ સાથે કરવામાં આવેલા એહસાનમાં ઘણો વધારે સવાબ મળે છે. અહીં સુધી કે ઈમામે તફસીર હઝરત મુજાહિદ (રહ.)એ ફરમાવ્યું કે :

''જે વ્યક્તિના' 'ઝવિલ અરહામ' સગાંઓ મોહતાજ હોય અને તે વ્યક્તિ એવા સગાંઓને છોડી દઈ બીજા લોકો પર સદકો કરશે તો અલ્લાહ તેને કબૂલ કરશે નહિ.''

અને 'ઝવિલ કુરબા'નો હક માત્ર માલી મદદ નથી,

– તેમની દેખરેખ કરવી,

– તેમની સેવા કરવી,

– કાંઈ ન થઈ શકે તો ઓછામાં ઓછું મૌખિક સહાનુભૂતિ રાખવી અને સાંત્વન આપવું પણ જરૂરી છે.

જેમકે હઝરત હસન બસરી (રહ.)એ ફરમાવ્યું છે કે :

'જેઓ આર્થિક રીતે સદ્ધર છે તેમના પર 'ઝવિલ કુરબા'નો હક એ છે કે તેમની માલી મદદ કરવામાં આવે અને જે વ્યક્તિ આર્થિક રીતે સદ્ધર ન હોય તો તેણે શારીરિક સેવાચાકરી અને ઝબાની હમદર્દી કરવી જોઈએ' ('મઆરિફુલ કુર્આન', પાનું ૭૩૭, જિલ્દ ૬) લેખક : હઝરત મુફતી મુહમ્મદ શફીઅ સાહબ (રહ.)

**(૯) વઈઝા હઝરલ કિસ્મ-ત ઉલુલ કુર્બા....**

**અર્થાત્** : અને જો (વારસાની) વહેંચણી વખતે બીજા સગાં–વહાલાંઓ અને યતીમો કે મોહતાજો હાજર થઈ જાય તો તેમને પણ (પુખ્ત વયનાઓના ભાગ)માંથી કંઈક આપો અને તેમની સાથે ભલાઈ (અને નરમાઈ)થી વાત કરો. ('સૂરએ નિસાઅ', આયત ૮)

'ફવાઈદે ઉસ્માની'માં છે :

કિંવા વારસા વહેંચણી વખતે જ્ઞાતિ અને કુટુંબના સભ્યો એકત્ર

થાય તો જે સગાંઓ એવાં હોય કે જેમને વારસામાંથી હક ન મળતો હોય અથવા કોઈ યતીમ તેમજ મોહતાજ હોય. તો તેમને કશુંક ખવડાવીને વિદાય કરો અથવા વારસામાંથી કોઈ વસ્તુ જે આપવા યોગ્ય હોય તે તેને પણ આપી દો, કારણ કે આ 'સુલૂક' કરવો મુસ્તહબ છે અને જો વારસાના માલમાંથી ખવડાવવાનો અથવા કશુંક આપવાની ગુંજાઈશ ન હોય, દાખલા તરીકે યતીમનો માલ છે અને મરનારે વસિય્યત પણ નથી કરી તો તેમનાથી (નમ્રતાપૂર્વક) યોગ્ય વાત કરીને તેમને વિદાય કરી દો, અર્થાત્ દિલગીરીપૂર્વક ખુલાસો કરી દો કે, આ માલ યતીમોનો છે અને મય્યિતે વસિય્યત પણ કરી નથી, માટે અમે મજબૂર છીએ.

સૂરહની શરૂઆતમાં બયાન થઈ ચૂક્યું છે કે, તમામ સંબંધીઓ ક્રમવાર સુલૂક અને સદ્‌વર્તનના હકદાર છે અને યતીમો તથા ગરીબો પણ હકદાર છે અને જો કોઈ સંબંધી યતીમ અને મોહતાજ પણ હોય તો તેની રિઆયત ઓર વધારે હોવી જોઈએ કે જો કોઈ કારણોસર તેઓ વારસદાર ન હોય તો પણ 'હુસ્ને સુલૂક'થી વંચિત ન રહી જવા પામે.

**(૧૦) ફહલ અસય્‌તુમ ઈન તવલ્લય્‌તુમ.....**

**અર્થાત્ :** એટલે જો તમે અલગ રહો તો શું તમને એવી ધારણા પણ છે કે તમે દુનિયામાં ફસાદ મચાવી દો અને આપસમાં સંબંધો તોડી નાંખો ! (સૂરએ ' મુહમ્મદ', આયત ૨૨)

તફસીરે મઆરિફુલ કુર્આનમાં છે :

શબ્દકોશ પ્રમાણે 'તવલ્લા' શબ્દના બે અર્થો સંભવિત છે :

(૧) અવગણના, અનાદર, ઉપેક્ષા, વિમુખતા.

(૨) કોઈ કોમ અને સમૂહ પર સત્તા અને શાસન.

કેટલાક તફસીર કર્તાઓએ આ આયતનો પ્રથમ અર્થ કર્યો છે. અબૂ હય્યાને 'બહરે મુહીત'માં આ અર્થને જ વધારે યોગ્ય ગણ્યો છે.

આ અર્થ મુજબ, આ આયતનો મતલબ એ થશે કે :

જો તમે શરીઅતના અહકામોની ઉપેક્ષા કરશો, જેમાં જિહાદનો આદેશ પણ છે તો તેની અસર એ થશે કે તમે જહાલતના જમાનાના પુરાણા રીતરિવાજોમાં ફસાઈ જશો, જેનું ચોક્કસ પરિણામ ધરતીમાં ખરાબી અને 'કતઅ રહમી' છે, જે જહાલતના જમાનાના દરેક કામમાં જોવા મળતું હતું કે એક કબીલો બીજા કબીલા ઉપર હુમલો કરતો અને ખૂનામરકી થતી તો પોતાના સંતાનોને પોતાના હાથો વડે જ જીવંત દાટી દેતા હતા. ઈસ્લામે આવી બધી જહાલતભરી રસમોનો ખાત્મો બોલાવ્યો.

'રૂહુલ મઆની', 'કુર્તુબી' વગેરે ગ્રંથોમાં 'તવલ્લા'નો અર્થ સત્તા અને શાસન લેવામાં આવ્યો છે. આ અર્થ પ્રમાણે આયતનો મતલબ એવો થશે કે :–

તમારી હાલત (અગાઉ જેનો ઉલ્લેખ થઈ ચૂક્યો છે)નો તકાદો આ છે કે, જો તમારી મુરાદ પૂરી થઈ જાય અર્થાત્ આ પરિસ્થિતિમાં જો તમને દેશ અને કોમ પર સત્તા અને શાસન પ્રાપ્ત થઈ જાય તો એનું ચોક્કસ એ જ પરિણામ આવશે કે તમે ધરતીમાં અનિષ્ટો ફેલાવશો અને સગાઈ તથા સંબંધોને તોડી નાંખશો.

## "સિલહ રહમી"ની સખત તાકીદ

'અરહામ' શબ્દ 'રહમ' (ગર્ભાશય)નું બહુવચન છે. એ માતાના પેટમાં માણસનું સર્જનસ્થાન છે. એ કારણોસર તમામ સગાઈઓ અને સંબંધોનો પાયો અહીંથી જ શરૂ થાય છે. એટલે રૂઢિપ્રયોગમાં 'રહમ' શબ્દ સગાઈ અને સંબંધ માટે વાપરવામાં આવે છે.

'તફસીરે રૂહુલ મઆની'માં આ બાબત ઉપર વિગતવાર ચર્ચા કરી છે કે 'ઝવિલ અરહામ' અને 'અરહામ' (આ બંને) શબ્દોમાં કયા કયા સગાઈ–સંબંધો શામેલ છે, હાવી છે. ઈસ્લામે સગાં–સંબંધીઓના હક્કો અદા કરવા પર ઘણો જ ભાર આપ્યો છે.

'સહીહ બુખારી'માં હઝરત અબૂ હુરયરહ રદિયલ્લાહુ અન્હૂ અને બીજા બે સહાબીઓએ આ મતલબની એક હદીસ નકલ કરી છે કે :–

અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે :

'જે વ્યક્તિ 'સિલહ રહમી' કરશે તેને અલ્લાહ તઆલા પોતાની નિકટ કરશે અને જે શખ્સ સગાઈ–સંબંધ તોડશે તેને અલ્લાહ તઆલા તોડશે.'

એનાથી ખબર પડી કે સગાં–સંબંધીઓ સાથે વાણી–વર્તન તથા માલ ખર્ચ કરવામાં એહસાનનો વર્તાવ કરવાનો તાકીદી હુકમ છે.

મજકૂર હદીસમાં હઝરત અબૂ હુરયરહ રદિયલ્લાહુ અન્હૂએ

કુર્આનની ઉપરોક્ત આયતનો હવાલો આપીને ફરમાવ્યું કે, 'જો ઈચ્છા હોય તો એ આયત પઢી લો !'

એક હદીસમાં ઈરશાદ છે કે :–

'ઝુલ્મ અને કતઅરહમી સમાન (બીજો એવો) કોઈ ગુનાહ નથી, જેની સઝા અલ્લાહ તઆલા દુનિયામાં પણ આપે છે અને આખિરતમાં તો અલગ આપશે.' (અબૂ દાવૂદ, તિરમિઝી, ઈબ્ને કસીર)

હઝરત સવબાન રદિયલ્લાહુ અન્હૂની રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું : 'જે માણસ એવું ચાહતો હોય કે તેની ઉંમર લાંબી થાય અને રોઝીમાં બરકત થાય તો તેણે 'સિલહ રહમી' કરવી જોઈએ અર્થાત્ સગાં–સંબંધીઓ સાથે 'એહસાન'નો વર્તાવ કરે.'

સહીહ હદીસોમાં પણ છે કે :–

સગાંઓના હકના મામલામાં સામેના પક્ષ તરફથી સમાનતાનો આગ્રહ રાખવામાં ન આવે. જો બીજો ભાઈ સંબંધ તોડીને અયોગ્ય વર્તાવ કરતો હોય તો પણ તમારે 'હુસ્ને સુલૂક'થી વર્તવું જોઈએ.

'સહીહ બુખારી'માં છે :

**લય્સલ વાસિલુ બિલ્મુકાફી....**

**અર્થાત્ :** 'તે વ્યક્તિ 'સિલહ રહમી' કરનાર નથી, જે માત્ર સરખો બદલો આપે, બલકે 'સિલહ રહમી' કરનાર તે છે કે જ્યારે સામા પક્ષે સંબંધ તોડવાનું વર્તન કરવામાં આવે ત્યારે પણ તે મેળમિલાપ અને જોડવાનું કામ કરે.'

('ઈબ્ને કસીર', 'મઆરિફુલ કુર્આન', પાનું ૪૧, ૪૨ ભાગ ૮)

**(૧૧) વલા યઅ્તલિ ઉલૂલ ફઝ્લિ મિન્કુમ....**

**અર્થાત્** : અને જેઓ તમારામાં (દીનની રૂએ) મહાન દરજ્જાવાળા અને ગુંજાઈશવાળા છે, તેઓ (પોતાના) કુટુંબીઓ તેમજ મોહતાજોને તથા અલ્લાહની રાહમાં હિજરત કરનારાઓને (માલી મદદ) આપવાની સોગંદ ન ખાય અને તેઓએ માફ અને દરગુઝર કરવું જોઈએ. શું તમે એવું ચાહતા નથી કે અલ્લાહ તમારા કસૂરો માફ કરે ? (તો તમે પણ પોતાના કસૂરદારોને માફ કરી દો !) અને બેશક, અલ્લાહ તઆલા ઘણો બક્ષનાર, મહા દયાળુ છે. (એટલે તમારે પણ અખ્લાકે ઈલાહિય્યહનું અનુસરણ કરવું જોઈએ.) (સૂરએ 'નૂર', આયત ૨૨)

'ફવાઈદે ઉસ્માની'માં છે :

હઝરત આયશા રદિયલ્લાહુ તઆલા અન્હા પર તોહમત ઉઠાવનારાઓમાં કેટલાક મુસલમાનો પણ નાદાનીથી શરીક થઈ ગયા હતા. તેઓ પૈકી એક હઝરત મિસ્તહ રદિયલ્લાહુ તઆલા અન્હૂ પણ હતા, જેઓ એક મુખ્લિસ મુહાજિર હોવા ઉપરાંત હઝરત અબૂબકર રદિયલ્લાહુ તઆલા અન્હૂના ભાણેજ કે ખાલાઝાદ ભાઈ થતા હતા.

તોહમતના બનાવ પહેલાં હઝરત સિદ્દીકે અકબર રદિયલ્લાહુ તઆલા અન્હૂ તેમની મદદ અને ખબરગીરી કર્યા કરતા હતા. જ્યારે આ કિસ્સો ખતમ થયો અને હઝરત આયશા સિદ્દીકહ રદિયલ્લાહુ તઆલા અન્હાની આક્ષેપમાંથી મુક્તિ (નિર્દોષતા) આસમાનથી નાઝિલ થઈ ચૂકી તો હઝરત અબૂબકર રદિયલ્લાહુ તઆલા અન્હૂએ કસમ ખાધી કે હવે પછી મિસ્તહની મદદ ન કરીશ !

કદાચ બીજા પણ કેટલાક સહાબા (રદિ.)ને આ સૂરત પેશ આવી હોય, તેના પર આ આયત (નંબર ૧૧ નાઝિલ થઈ.)

**અર્થાત્** : તમારામાંથી કેટલાક જેમને અલ્લાહ તઆલાએ દીનની બુઝુર્ગી અને દુનિયાની વિશાળતા (સમૃદ્ધિ)આપી છે તેમને યોગ્ય નથી કે આવી કસમ ખાય !

તેમનો ઝર્ફ (સહનશીલતા) ઘણો મોટો અને તેમના અખ્લાક ઘણા બુલંદ હોવા જોઈએ. મોટી જવાંમર્દી (બહાદુરી) તો એ છે કે બુરાઈનો બદલો ભલાઈથી આપવામાં આવે.

મોહતાજ સગાં–સંબંધીઓ અને ખુદાના માટે વતન છોડનારાઓ (હિજરત કરનારાઓ)થી મદદનો હાથ ખેંચી લેવો બુઝુર્ગ અને બહાદુરોનું કામ નથી. જો કસમ ખાધી હોય તો એવી કસમને પૂરી ન કરો, એનો કફ્ફારો અદા કરી દો !

તમારી શાન એ હોવી જોઈએ કે, ખતાકારો (ભૂલ કરનારાઓ)ની ખતા (ભૂલ)થી આંખ આડા કાન કરો અને દરગુઝર કરો. એવું કરશો તો હક તઆલા તમારી કોતાહીઓ (ઊણપો અને ભૂલો)થી દરગુઝર કરશે. શું તમે હક તઆલાથી માફી અને દરગુઝરની ઉમ્મીદ અને ઈચ્છા નથી રાખતા ? જો રાખતા હો તો તમારે તેના બંદાઓના મામલામાં એ જ રીત અપનાવવી જોઈએ.

એમાં 'અલ્લાહના અખ્લાક અપનાવો'ની જાણે તાલીમ થઈ.

હદીસમાં છે કે :–

જ્યારે હઝરત અબૂબકર રદિયલ્લાહુ તઆલા અન્હૂએ સાંભળ્યું કે,

**"અલા તુહિબ્બૂ-ન અંય્યગ્ફિરલ્લાહુ લકુમ"**

(શું તમે નથી ચાહતા કે અલ્લાહ તમને માફ કરી દે ?)

......તો તરત બોલી ઊઠયા :

**'બલા ! યા રબ્બના ! ઈન્ના નુહિબ્બુ !'**

(બેશક, હે પરવરદિગાર ! અમે જરૂર ચાહીએ છીએ !)

આ પ્રમાણે કહીને, મિસ્તહ (રદિ.)ની જે મદદ કરતા હતા તે અગાઉ પ્રમાણે જ ફરી પાછી ચાલુ કરી દીધી, બલકે કેટલીક રિવાયતમાં છે કે પહેલાં કરતાં બમણી કરી દીધી (રદિયલ્લાહુ અન્હુ). (ફવાઈદે ઉસ્માની, 'સૂરએ નૂર', આયત ૨૨, પારહ ૧૮)

આ છે તે મહાન અખ્લાક, જેની તાલીમ ઉમ્મતને આપવામાં આવી છે. અહીં માત્ર નમૂના તરીકે કેટલીક આયતો બયાન કરવામાં આવી છે.

પવિત્ર હદસોમાં પણ વિભિન્ન શૈલી મારફતે 'સિલહ રહમી'નું મહત્ત્વ અને તે માટે મળનાર અજર અને સવાબ બયાન કરવામાં આવેલાં છે. વળી, 'કતઅ રહમી'ની બુરાઈ અને તે માટે સખત વઈદો બયાન કરવામાં આવી છે.

(૧) અન અબી હુરૈરત (રદિ.) કાલ, કાલ રસૂલુલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈન્ન સિલત–રહમિ....

**અર્થાત્** : હઝરત અબૂ હુરયરહ(રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

"...સગાં–સંબંધીઓ સાથે સારો સુલૂક (સિલહ રહમી)

કરવો ખાનદાનમાં મુહબ્બત, માલમાં બરકત અને મોતમાં ઢીલનો સબબ છે.' (મિશ્કાત શરીફ, પાનું ૪૨૦ બાબુલ બિર્દિ વસ્સિલતિ, તિરમિઝી શરીફ, પાનું ૧૯ જિ. ૨ બાબુ મા જાઅ ફી તઅંલીમિન્નસબી)

(૨) અન અનસિન (રદિ.) કાલ, કાલ રસૂલુલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મન અહબ્બ......

હઝરત અનસ રદિયલ્લાહુ અન્હૂથી રિવાયત છે કે :- રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'જે શખ્સ રોઝીમાં વધારો અને મોકળાશ ચાહતો હોય (અને ચાહતો હોય કે દુનિયામાં તેની યાદગીરી લાંબા સમય સુધી રહે અર્થાત્ તેની ઉંમર લાંબી થાય અને તેમાં બરકત થાય) તો તેણે સગાં-સંબંધીઓ સાથે 'સિલહ રહમી' કરવી જોઈએ.'

('મિશ્કાત શરીફ', પાનું ૪૧૯)

સગાં-સંબંધીઓ સાથે 'સિલહ રહમી'ના કારણે અલ્લાહ તઆલા તેને ફરમાંબરદારીની તૌફીક અતા ફરમાવે છે અને જીવનની મૂલ્યવાન પળો એવાં કાર્યોમાં વ્યતીત થાય છે, જે આખિરતમાં ફાયદાકારક હોય. નકામા કામોમાં સમય વેડફવાથી અલ્લાહ તઆલા તેની હિફાઝત કરે છે. જે શખ્સ 'સિલહ રહમી' કરે છે તેના મરણ પછી લોકો તેને સારા શબ્દોથી યાદ કરે છે અને તેના માટે દુઆ કરે છે. (મિરકાત શર્હે મિશ્કાત, પાનું ૧૬૫, ભાગ-૯)

'મિરકાત શર્હે મિશ્કાત'માં છે :

'મઆરિફુલ હદીસ'માં હઝરત મવલાના મુહમ્મદ મંઝૂર નુઅમાની સાહેબ મદઝિલ્લહુ મુલઆલી મજકૂર હદીસની છણાવટ કરતાં લખે છે કે :

"અલ્લાહ તઆલાની કિતાબ કુર્આને પાક અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની હદીસોમાં ઠેરઠેર એ હકીકત બયાન કરવામાં આવી છે કે, અમુક નેક આમાલના બદલામાં અલ્લાહ તઆલા આ દુનિયામાં પણ બરકતોથી નવાઝે છે.

ઉપરોક્ત હદીસમાં બતાવવામાં આવ્યું છે કે, 'સિલહ રહમી' અર્થાત્ સગાં–સંબંધીઓના હકોની અદાયગી અને તેમની સાથે હુસ્ને સુલૂક એવો બરકતવંત અમલ છે, જેના બદલામાં અલ્લાહ તઆલા તરફથી રોઝીમાં ફેલાવો અને ઉંમરમાં વધારો તેમજ બરકત થાય છે.

'સિલહરહમી'ના માત્ર બે જ પ્રકાર છે :

(૧) માણસ પોતાની કમાણીમાંથી સગાં–સંબંધીઓની માલી મદદ કરે.

(૨) પોતાનો સમય અને પોતાના જીવનનો થોડો ભાગ તેમનાં કામો માટે ફાળવે.

એના બદલામાં રોઝી તથા માલમાં વૃદ્ધિ, જીવનની મુદતમાં વધારો અને બરકત બિલકુલ તર્કસંગત તથા માનવામાં આવે તેવી વાત છે. ઉપરાંત, એ બાબત અલ્લાહની હિકમત અને રહમતને અનુરૂપ છે.

અસ્બાબના દષ્ટિકોણથી જોતાં પણ આ વાત સમજમાં આવે તેવી છે. વાસ્તવિકતા અને સામાન્ય અનુભવ એવો છે કે, ખાનદાની ઝઘડાઓ તેમજ ખાનગી સમસ્યાઓ, મોટાભાગે સગાં–સંબંધીઓના હકો અદા ન કરવાના કારણે જન્મે છે અને આદમીની

દિલી પરેશાની તેમજ આંતરિક વ્યથા અને ગૂંગળામણનું કારણ બને છે. ઉપરાંત કારોબાર, તંદુરસ્તી તેમજ દરેક વસ્તુને ખરાબ અસર પહોંચાડે છે.

પરંતુ જે લોકો ખાનદાનવાળાઓ અને સગાં–સંબંધીઓ સાથે નેકી અને 'સિલહ રહમી' નો વર્તાવ કરે છે તથા તેમની સાથે સારો સંબંધ રાખે છે તેમનું જીવન આનંદ, ઉલ્લાસ, સંતોષ અને પ્રસન્નતાપૂર્વક વીતે છે અને દરેક રીતે તેમની હાલત સારી રહે છે તથા ફઝલે ખુદાવંદી તેમની સાથે રહે છે."

('મઆરિફુલ હદીસ', પાનું ૬૪, ૬૫ જિલ્દ ૬)

(૩) અન અબ્દિર્રહમાનિ બ્નિ ઔફ (રદિ.) કાલ સમિઅતુ રસૂલલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ યકૂલુ કાલલ્લાહુ તઆલા અનલ્લાહુ......

**અર્થાત્** : હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ રદિયલ્લાહુ અન્હૂથી રિવાયત છે, આપ ફરમાવે છે કે, મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આ ફરમાવતા સાંભળ્યા કે, અલ્લાહ તબારક વ તઆલા ઈરશાદ ફરમાવે છે કે :

"હું અલ્લાહ છું અને હું રહમાન છું, મેં રિશ્તહ (સગાઈ–સંબંધ)નું સર્જન કર્યું છે અને મારા પોતાના નામમાંથી એનું નામ રાખ્યું છે. એટલે જે શખ્સ તેને જોડશે તેને હું પોતાની રહમતથી જોડીશ અને જે શખ્સ તેને કાપશે, હું તેને પોતાની રહમતથી (ખાસ રહમતથી) અલગ કરી દઈશ."

('મિશ્કાત શરીફ', પાનું ૪૨૦ બાબુલ બિર્રિ વસ્સિલતિ, 'તિરમિઝી શરીફ', પાનું ૧૩ બાબુ મા જાઅ ફી કતીઅતિ ર્રહમિ)

'મિરકાત શર્હે મિશ્કાત'માં છે : વલા ખિલાફ અન્ન સિલત-ર્રહમિ વાજિબતુન ફિલ્જુમલતિ.....

''સારાંશ એ કે, 'સિલહ રહમી' વાજિબ છે. કોઈને એમાં મતભેદ નથી તથા 'કતઅ રહમી' ગુનાહે કબીરહ છે. તે પછી 'સિલહ રહમી'ના દરજાઓ છે, જેમાં અમુક દરજ્જાઓ અમુક દરજ્જાઓથી ચઢિયાતા છે.

'સિલહ રહમી'નો સૌથી અદના દરજ્જો આ છે કે, વાતચીત બંધ નહિ કરે (જો કોઈ કારણોસર વાતચીત બંધ થઈ ગયેલી હોય તો) 'સિલહ રહમી' આ છે કે એક બીજાથી વાતચીત ફરી શરૂ કરી દે. ભલે, સલામથી જ હોય.''

('મિરકાત શર્હે મિશ્કાત', પાનું ૧૯૬ જિલ્દ ૯)

અન અબ્દિલ્લાહિ બ્નિ અબી અવ્ફા (રદિ.) કાલ સમિઅતુ રસૂલલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ યકૂલુ લા તન્ઝિલુ ર્રહમતુ અલા કવમિન ફીહિ કાતિઉન.....

**અર્થાત્** : હઝરત અબ્દુલ્લાહ બિન અબી ઔફા રદિયલ્લાહુ અન્હૂથી રિવાયત છે : (તેઓ) ફરમાવે છે કે, મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ફરમાવતા સાંભળ્યા કે :

'જે કૌમમાં કતઅ રહમી કરનારો હોય તે કૌમ પર અલ્લાહ તઆલાની રહમત નાઝિલ નથી થતી.'

('મિશ્કાત શરીફ', પાનું ૪૨૦ બાબુલ બિર્રિ વસ્સિલતિ)

'મિરકાત શર્હે મિશ્કાત'માં છે :-

કાલત્તુરપુશ્તી યહતમિલુ અન્નહૂ.....

અલ્લામા તુરપુશ્તી રહમતુલ્લાહિ અલયહ ફરમાવે છે કે :

(ઉપરોક્ત હદીસમાં) તે કૌમ મુરાદ છે, જે કતઅ રહમી કરનારની મદદ કરતી હોય અને કતઅ રહમી કરવા છતાં તેને કોઈ રોકતું ન હોય અને એ પણ સંભવિત છે કે રહમતનો મતલબ વરસાદ હોય. કતઅ રહમી કરનારના કારણે વરસાદ રોકી લેવામાં આવે છે.' ('મિરકાત શર્હે મિશ્કાત', પાનું ૨૦૨, જિલ્દ ૯)

વિચાર તો કરો ! કેટલી સખત વઈદ છે !

'કતઅ રહમી' કરનારને તો ગુનાહ થાય છે, પરંતુ જે લોકો એ ગુનાહમાં તેની મદદ કરે છે તેઓ પણ રહમતે ખુદાંવદીથી મહરૂમ થઈ જાય છે !

હે અલ્લાહ ! અમારી હિફાઝત ફરમાવ, આમીન !

(૫) અન જુબયરિબ્નિ મુત્ઈમ (રદિ.) લા યદ્ખુલુલ જન્ન–ત કાતિઉન....

**અર્થાત્** : હઝરત ઝુબૈર બિન મુત્ઈમ રદિયલ્લાહુ અન્હૂથી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

"કતઅ રહમી કરનાર જન્નતમાં દાખલ થશે નહિ !"

('મિશ્કાત શરીફ', પાનું ૪૧૯ )

(૬) અ–ન અબ્દિલ્લાહિ ઈબ્ને અમ્રિન (રદિ.)......

**અર્થાત્** : હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ રદિયલ્લાહુ અન્હૂથી રિવાયત છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

– ઉપકાર કરીને કહી સંભળાવનાર,

– માતા–પિતા કે તેઓમાંથી કોઈ એકની નાફરમાની કરનાર, અને

– શરાબ પીનાર

જન્નતમાં દાખલ થશે નહિ. ('મિશ્કાત શરીફ', પાનું ૪૨૦)

અલ્લામહ તૂરપૂશ્તી રહમતુલ્લાહિ અલયહ ફરમાવે છે કે આ હદીસનો ફલિતાર્થ આ છે કે, આવા કૃત્ય કરનાર શખ્સ 'ફાઈઝીન' (અર્થાત્ કામિયાબ થનારાઓ, જેમને શરૂઆતમાં જ જન્નતમાં દાખલ થવાનું નસીબ થશે)ની સાથે દાખલ થશે નહિ અથવા પોતાનાં બુરાં કામોની સજા ભોગવ્યા વગર જન્નતમાં દાખલ થશે નહિ. હા, અલ્લાહ તઆલા પોતાની મહેરબાનીથી અથવા કોઈની શફાઅત (ભલામણ)થી માફ કરી દે તો અલ્લાહના ઈખ્તિયારમાં છે. ('મિરકાત શર્હે મિશ્કાત', પાનું ૨૦૨, જિલ્દ ૯)

(૭) અન અબી બકરત (રદિ.) કાલ કાલ રસૂલુલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મા મિન ઝમ્બિન અહરા..... હઝરત અબૂ બકરહ રદિયલ્લાહુ અન્હૂથી રિવાયત છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

"ઝુલ્મ અને કતઅ રહમીથી વધીને કોઈ એવો ગુનાહ નથી કે તે ગુનાહ કરનારને જલદીથી દુનિયામાં સઝા આપવામાં આવતી હોય, તે અઝાબની સાથે જે તેના માટે આખિરતમાં સંઘરી રાખવામાં આવ્યો છે." (મિશ્કાત શરીફ, પાનું ૪૨૦)

શયખુલ હદીસ હઝરત મવલાના મુહમ્મદ ઝકરિય્યા સાહેબ

મુહાજિરે મદની નવ્વરલ્લાહુ મર્કદહૂ ''ફઝાઈલે સદકાત''માં લખે છે :

ફાયદો : અર્થાત્ આ બે ગુનાહો–ઝુલ્મ અને કતઅ રહમી એવા છે કે આખિરતમાં તો તેના કારણે જે વબાલ થશે તે તો થશે જ. આખિરત સિવાય દુનિયામાં પણ તેની સજા બહુ જલદી મળે છે.

એક બીજી હદીસમાં છે કે :

હકતઆલા શાનુહૂ દરેક ગુનાહની જ્યારે ચાહે મગફિરત ફરમાવી દે છે, પરંતુ માતા–પિતા સાથે કતઅ રહમી (કરવા)ની સઝા મરવા પહેલાં જ આપી દે છે. (મિશ્કાત)

એક હદીસમાં છે કે :

દરેક ગુનાહની સઝા અલ્લાહ જલ્લ શાનુહૂ આખિરત સુધી લંબાવે છે, પરંતુ માતા–પિતાની નાફરમાનીની સઝા બહુ જલદી દુનિયામાં આપી દે છે. ('જામિઉસ્સગીર')

ઘણી હદીસોમાં આ વાત પણ છે કે :–

હકતઆલા શાનુહૂ કિયામતના દિવસે 'રહમ' (સગાઈ–સંબંધ)ને ઝુબાન આપશે, તે અર્શે મુઅલ્લાહને પકડીને દરખાસ્ત કરતો રહેશે કે :

'હે અલ્લાહ ! જેણે મને જોડયો તેને તું જોડ ! અને જે શખ્સે મને કાપ્યો તેને તું કાપી નાંખ. !'

બીજી કેટલીય હદીસોમાં છે કે, હકતઆલા શાનુહૂ ફરમાવે છે કે :

''રહમ શબ્દ અલ્લાહ તઆલાના પાક નામ 'રહમાન'થી બનાવવામાં આવ્યો છે. જે તેને જોડશે, રહમાન તેને જોડશે અને

જે તેને તોડશે રહમાન તેને તોડશે.''

એક હદીસમાં છે કે :

'તે કોમ પર રહમત નાઝિલ નથી થતી, જેમાં કોઈ કતઅ રહમી કરનાર હોય.

એક હદીસમાં છે કે :

'દર જુમેરાતે અલ્લાહ સમક્ષ આ'માલ પેશ થાય છે. કતઅ રહમી કરનારનો કોઈ અમલ કબૂલ નથી થતો. ('દુર્રે મન્સૂર')

ફકીહ અબૂલ્લયસ રહમતુલ્લાહિ અલયહ ફરમાવે છે કે, 'કતઅ રહમી' એટલો બદતરીન ગુનાહ છે કે, (એનું એ કૃત્ય) એની પાસે બેસનારને પણ રહમતથી દૂર કરી દે છે, માટે જરૂરી છે કે દરેક શખ્સ તેનાથી ઘણો જલદી તૌબા કરી લે અને 'સિલહ રહમી'ની કાળજી રાખે.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે, 'સિલહ રહમી' સિવાય કોઈ એવી નેકી નથી, જેનો બદલો ઘણો જલદી મળતો હોય અને 'કતઅ રહમી' તથા ઝુલ્મ સિવાય કોઈ ગુનાહ એવો નથી, જેનો વબાલ આખિરતમાં બાકી હોવા છતાં, દુનિયામાં (પણ) જલદી મળતો હોય. ('તમ્બીહુલ ગાફિલીન.')

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ રદિયલ્લાહુ અન્હૂ એક વખતે ફજરની નમાઝ પછી એક મજલિસમાં બેઠેલા હતા. ફરમાવવા લાગ્યા :

''હું તમને સોગંદ આપું છું કે જો આ મજલિસમાં કોઈ શખ્સ 'કતઅ રહમી' કરનારો હોય તો તે ચાલ્યો જાય ! અમે

(મજલિસવાળાઓ) અલ્લાહથી એક દુઆ કરવા ચાહીએ છીએ અને આસમાનના દરવાજાઓ 'કતઅ રહમી' કરનાર માટે બંધ થઈ જાય છે !'

મતલબ એ કે, તેની દુઆ આસમાન સુધી પહોંચે તે પહેલાં જ દરવાજો બંધ કરી દેવામાં આવે છે. એટલે જો તેની (કતઅ રહમી) કરનારની સાથે અમારી દુઆઓ હશે તો દરવાજો બંધ હોવાના કારણે પણ તે રહી જવા પામશે.

આ ઉપરાંત બીજી કેટલીયે રિવાયતોથી એ જાણવા મળે છે અને દુનિયાની અસંખ્ય ઘટનાઓ એની સાક્ષી પૂરે છે કે, 'કતઅ રહમી' કરનાર દુનિયામાં પણ એવી મુસીબતોમાં સપડાય છે કે પછી રડતો જ રહે છે અને પોતાની મુર્ખાઈ તેમ જ જહાલતના કારણે તેને એટલીયે ખબર નથી કે જ્યાં સુધી તે આ ગુનાહથી તૌબહ નહિ કરશે, તેનો બદલો અને અવેજ નહિ મળશે ત્યાં સુધી જે આફત તેમજ યાતનામાં સપડાયો છે તેનાથી છુટકારો મળશે નહિ. ભલેને લાખો યુકિત-પ્રયુકિતઓ કરે ! અને ('કતઅ રહમી'ની સઝા રૂપે) દુન્યવી આફતમાં સપડાવું એ બાબત કરતાં આસાન છે કે, ખુદા ન ! , કોઈ બદ દીની(ના કામ)માં ફસાઈ જાય, કારણ કે એ સંજોગોમાં એને ખબર પણ નહિ પડશે કે તેણે તૌબા કરવી જોઈએ ! હક તઆલા શાનુહૂ પોતાના ફઝલથી (આપણી) હિફાઝત ફરમાવે, આમીન !

('ફઝાઈલે સદકાત', પાનું ૨૧૮, ૨૧૯, ભાગ-૧, ફસ્લ-૩, હદીસ નં. ૧૦)

(૮) અન આઈશત (રદિ.) ફકાલ......

**અર્થાત્** : ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા રદિયલ્લાહુ

તઆલા અન્હાથી રિવાયત છે : (હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે, મારી પાસે હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામ આવ્યા) અને કહ્યું કે :

‘‘આજે શબે બરાત છે અને આજની રાતે બનૂ કલ્બની બકરીઓના ઊન અને વાળના બરાબર દોઝખીઓ અલ્લાહના તરફથી મુક્તિ મેળવશે.

અલબત્તા :

– જે મુશરિક હશે,

– જે કીનો–કપટ રાખનારો હશે,

– જે સગાઈ–સંબંધના હક્કોને નહિ સમજશે,

– જે ઘૂંટીથી નીચે લટકતું વસ્ત્ર પહેરશે,

– જે માતા–પિતાનો નાફરમાન હશે, અને

– જે શરાબ પીવાનો વ્યસની હશે,

અલ્લાહ તઆલા (આજની આ મુબારક રાતમાં પણ) એવા શખ્સો તરફ નઝરે રહમત ફરમાવશે નહિ. (‘મા સબત બિસ્સુન્નહ’, પાનું ૨૦૨ મુતરજમ અલ્જવાહિરુઝ્ જવાહિર’ પાનું ૭૫)

## “કતઅ રહમી” કરનારાઓ સાથે “સિલહ રહમી” કરવી

(૯) અન ઈબ્ને ઉમર (રદિ.) કાલ, કાલ રસૂલુલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ લયૂસલ વાસિલુ બિલ મુકાફી...

"હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રદિયલ્લાહુ અન્હૂથી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે, 'પરિપૂર્ણ સિલહ રહમી કરનારો તે શખ્સ નથી જે બદલો આપતો હોય. (અર્થાત્ એહસાનના બદલામાં એહસાન કરતો હોય, બલકે) પરિપૂર્ણ સિલહ રહમી કરનાર તો તે શખ્સ છે કે, જયારે તેની સાથે કતઅ રહમી કરવામાં આવે ત્યારે પણ તે સિલહ રહમી કરે.'' ('મિશ્કાત શરીફ', પાનું ૪૧૯)

(૧૦) સિલ મન કતઅક વ અહ્સિન ઈલા મન અસાઅ ઈલયૂક વકુલિલ હક્ક વઈન કાન અલા નફસિક–

**અર્થાત્** : જે તમારાથી 'કઅત રહમી' કરે તમે તેનાથી 'સિલહ રહમી' કરો અને જે તમારી સાથે ખરાબ સુલૂક કરે તમે તેની સાથે સારો સુલૂક કરો અને સાચી વાત કહો, ભલેને તમારી વિરુદ્ધ હોય. ('જામિઉસ્સગીર', પાનું ૩૭, જિ. ૨ હરફુસ્સદ)

(૧૧) અન અબી હુરૈરત (રદિ.) અન્ન રજુલન કાલ યા રસૂલલ્લાહિ ઈન્ન લિકરાબતિન....

**અર્થાત્** : હઝરત અબૂ હુરયરહ રદિયલ્લાહુ અન્હૂથી રિવાયત છે : એક શખ્સે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતે અકદસમાં અરજ કરી કે :

"યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મારાં સગાં છે. હું તેમની સાથે 'સિલહ રહમી' કરું છું અને તેઓ મારી સાથે 'કતઅ રહમી' કરે છે.

હું તેઓની સાથે 'હુસ્ને સુલૂક' (સારો વર્તાવ) કરું છું અને તેઓ મારી સાથે બદસુલૂકી કરે છે.

હું તેઓની સાથે સહિષ્ણુતાભર્યું વર્તન કરું છું અને તેઓ મારી સાથે અસહિષ્ણુતાભર્યું વર્તન કરે છે !''

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

''જો મામલો એવો છે, જેવો તમે કહી રહ્યા છો તો જાણે તમે તેમને રેતી ફંકાવી રહ્યા છો, જ્યાં સુધી તમારી આ હાલત રહેશે ત્યાં સુધી અલ્લાહ તઆલા તરફથી તમારો એક મદદગાર (ફરિશ્તો) રહેશે.'' ('મિશ્કાત શરીફ', પાનું ૪૧૯)

દુર્રે મુખ્તારમાં છે, વસિલતુ ર્રહમિ વાજિબતુન વલવ કાનત બિસલામિન....

**અર્થાત્** : અને સિલહ રહમી વાજિબ છે. ભલે, સિલહ રહમી સલામ કરવા અને દુઆ આપવા અને હદિયો પેશ કરવા અને મદદ કરવા અને તેમની સાથે બેસવા અને આપસમાં વાતચીત કરવા અને મહેરબાની કરવા અને એહસાન કરવાની સાથે હોય અને સગાંઓથી એક દિવસ છોડીને મુલાકાત કરે (એ ન થઈ શકે તો) દરેક જુમ્આના કે દરેક મહિને મુલાકાત કરે, જેથી મુહબ્બત વધે અને તેમની હાજતને ન રોકે. એટલા માટે કે હાજત પૂરી ન કરવું કતઅ રહમીમાં દાખલ છે.

હદીસમાં છે : અલ્લાહ તઆલા તે શખ્સને (પોતાની ખાસ રહમતથી) જોડે છે, જે સિલહ રહમી કરે છે અને જે કતઅ રહમી

કરે છે, અલ્લાહ તઆલા તેને પોતાની ખાસ રહમતથી અલગ કરી દે છે અને હદીસમાં છે : સિલહ રહમી કરવું ઉંમરને વધારે છે. ('દુર્રે મુખ્તાર')

'શામી'માં છે : કવલુહૂ વ સિલતુ–ર્રહમિ વાજિબતુન.....

ઈમામ કુર્તુબી (રહ.)એ પોતાની તફસીરમાં સિલહ રહમીના વુજૂબ અને કતઅ રહમીના હરામ હોવા પર ઉમ્મતનો ઈજમાઅ નકલ કર્યો છે. આ બાબ (પ્રકરણ)માં કિતાબ અને સુન્નતની કત્ઈ દલીલોની બુનિયાદ પર–

'તબ્યીનુલ મહારિમ'માં લખ્યું છે :

જે સગાંઓની સાથે સિલહ રહમી વાજિબ છે તેને નક્કી કરવામાં ઉલમાનો મતભેદ છે. કેટલાકે કહ્યું કે : એવાં સગાં મુરાદ છે જેઓ ઝી રહમ મહરમ હોય અને બીજા ઉલમાએ ફરમાવ્યું : દરેક નજીકનાં સગાં મુરાદ છે, મહરમ હોય કે ન હોય. બીજું કથન મુતૂન (મૂળ લખાણો)ના મુતાબિક છે. અલ્લામા નવવી (રહ.)એ 'શર્હે મુસ્લિમ'માં ફરમાવ્યું છે : એ જ સવાબ (સહીહ) છે અને એના પર અહાદીસથી ઈસ્તિદલાલ કર્યો છે. હા, આ વાત પોતાની જગાએ દુરુસ્ત છે કે સિલહ રહમીના દરજ્જાઓ છે. એટલે તમામ સગાંઓના કરતાં સિલહ રહમી અને હુસ્ને સુલૂકનો સૌથી વધારે તાકીદી હુકમ માં–બાપની સાથે છે અને અહાદીસમાં એ તરફ ઈશારો પણ છે.

''તબ્યીનુલ મહારિમ''માં છે :

જો સગાંઓ ગાયબ હોય (અર્થાત્ કોઈ બીજી જગાએ રહેતાં

હોય) તો પત્ર લખીને સિલહ રહમી કરે અને જો તેમની પાસે જઈ શકતો હોય તો જવું અફઝલ છે. જો કોઈના માં–બાપ હોય અને તેમની ઈચ્છા મુલાકાતની હોય તો પત્ર લખવો પૂરતો નથી અને એ જ પ્રમાણે માં–બાપ જો ખિદમતના મોહતાજ હોય તો તેમની ખિદમતમાં હાજર થઈને તેમની ખિદમત કરે. (કવ્લુહૂ વ યઝુરૂહુમ ગિબ્બન) અર્થાત્ : સમયાંતરે તેમની ઝિયારત કરે.

'શર્હે શિર્અતુલ ઈસ્લામ'માં છે કે :

એક દિવસના આંતરે મુલાકાત કરે. એમાં જો મુશ્કેલી હોય તો દરેક અઠવાડિયે અથવા દરેક મહિને પોતાના સગાંઓની મુલાકાત કરે. જેવું કે કેટલીક રિવાયતોમાં છે.

(દુર્રે મુખ્તાર વ રદ્દુલ મુહતાર', અલ્મઅરૂફ બ "શામી", પાનું ૩૬૨, ૩૬૩ ભાગ પ કિતાબુલ હઝર વલ્ઈબાહત ફસ્લુન ફિલ્બૈઅ)

'ગાયતુલ અવતાર'માં છે કે, 'સિલહ રહમી'માં દસ ફઝીલતો છે :

(૧) હક તઆલાની ખૂશનૂદી,

(૨) (દિલમાં) ખૂશી વ્યાપવી,

(૩) ફરિશ્તાઓને ખૂશ કરવા,

(૪) નેક નામી,

(૫) શયતાનને ગમગીન કરવો,

(૬) ઉંમરમાં વધારો થવો,

(૭) રિઝક (રોઝી)માં બરકત થવી,

(૮) મૃત્યુ પામેલાંઓની ખૂશી (મુર્દાઓની રૂહો ખૂશ થાય છે).

(૯) મુહબ્બતમાં વધારો થવો,

(૧૦) મૌત બાદ સવાબમાં વધારો થવો, એટલા માટે કે જ્યારે એનું એહસાન યાદ કરશે ત્યારે દુઆએ ખૈર કરશે.

ઉમ્રના વધારાના અર્થઘટનમાં મતભેદ છે.

– કેટલાકના નઝદીક હકીકી વધારો મુરાદ છે.

– કેટલાકે કહ્યું છે કે, મૌત બાદ તેનો સવાબ લખાતો રહે છે તો જાણે તે જીવતો છે.

– કેટલાકે કહ્યું છે કે,

લવ્હે મહફૂઝમાં ઉમ્રનો વધારો સિલહ રહમી પર અવલંબિત છે. (કઝા ફી 'તહતાવી')

– 'બુખારી' અને 'મુસ્લિમ'માં હઝરત આયશા સિદીકા (રદિ.)થી રિવાયત છે કે, રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

"રહમ અર્થાત્ સગાઈ અર્શથી સંકલિત છે, કહે છે કે જે મારાથી જોડે અલ્લાહ તેનાથી જોડાશે ! અને જે મારાથી તોડે અલ્લાહ તેનાથી તોડાશે !"

– અને 'બુખારી'માં અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

"જેને પોતાના રિઝક (રોઝી)ની વિશાળતા અને પોતાના મૌતનો વિલંબ ગમતો હોય તે પોતાના ખાનદાનથી એહસાન કરે !"

– અને 'તિરમિઝી'માં રિવાયત છે કે :

"પોતાના અનસાબ (વંશાવળી)ને શીખો કે જેથી (પોતાના સગાંઓ સાથે) સિલહ રહમી કરો, એટલા માટે કે સિલહ રહમીથી સગાંઓની સાથે મુહબ્બત થાય છે અને માલમાં બરકત તેમજ મૌતમાં વિલંબ થાય છે."

– અને 'નસાઈ'માં સલમાન બિન આમિરથી રિવાયત છે કે આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

"મોહતાજની ખૈરાતમાં (અર્થાત્ કોઈ મોહતાજ અને જરૂરતમંદની મદદ કરવામાં) ફકત એક સવાબ છે, ખયરાત (સદકા)નો અને સગાંઓને આપવામાં બે સવાબ છે : એક ખયરાતનો અને બીજો સિલહ રહમીનો." (કઝા ફી તયસીરિલ વુસૂલી', 'ગાયતુલ અવતાર', તર્જુમા 'દુર્રે મુખ્તાર' ભાગ ૪, પાનું ૨૩૮ કિતાબુલ હઝર વલ્ઈબાહહ.)

વિચાર કરો ! કુર્આન અને હદીસમાં સિલહ રહમીનું કેટલું મહત્ત્વ બયાન કરવામાં આવ્યું છે અને કઈ કઈ રીતે એની પ્રેરણા આપવામાં આવી છે ! 'દુર્રે મુખ્તાર' અને 'શામી'ના અંશો પણ કાબિલે અમલ છે. જો મુસલમાન આ તા'લીમાત (શિક્ષણ) પર અમલ કરે તો તેમનાં ઘર જન્નતનો નમૂનો બની જાય ! અને તેમની ઝિંદગી સુખ–શાંતિથી ભરપૂર અને ખૂશગવાર થઈ જાય !

હકીકતમાં સિલહ રહમીમાં ઘણાં લાભો છે. જો સગાંઓમાં

આપસમાં સંબંધો સારા હોય, એક બીજાની સાથે સિલહ રહમી કરતા હોય તો દિલોમાં ઉલ્ફત અને મુહબ્બત તેમજ એક બીજાની હમદર્દી, ગમખ્વારી પેદા થાય છે.

જરૂરતના વખતે એક બીજાની મદદ કરવાનો અને કામમાં સહાયક થવાનો મોકો મળે છે અને મોટા–મોટા મુશ્કેલ અને મહત્ત્વનાં કામો આસાનીથી પૂરાં થઈ જાય છે.

કતઅ રહમી અને સંબંધોના બગાડના કારણે જે પરેશાનીઓ, બેચેનીઓ અને અસંતોષનું વાતાવરણ હોય છે તે દૂર કરી શકે છે.

મુસલમાનોએ આવી પાકીઝા તાલીમની કદર કરવી જોઈએ અને અલ્લાહ તઆલાની મહાન નેઅમત સમજીને દિલોજાનથી તેના પર અમલ કરવો જોઈએ કે આખિરતનો અજર અને સવાબ પણ મળે છે અને દુન્યવી ઝિંદગીમાં પણ સુકૂન હાસિલ થાય છે અને સૌથી વધીને અલ્લાહ તઆલાની રઝા હાસિલ થાય છે !

અને કયારેક ખુદા ન ખ્વાસ્તહ આપસમાં રંજિશ (મન દુઃખ) થઈ જાય તો વહેલામાં વહેલું તેને ખત્મ કરવી જોઈએ અને સંબંધો ઠીક કરી લેવા જોઈએ અને આપસમાં વાતચીત, સિલહ રહમી અને હુસ્ને સુલૂક શરૂ કરી દેવાં જોઈએ.

એ જ ઈસ્લામી તા'લીમ છે, ને એમાં જ આપણી કામિયાબી અને નજાત (મુક્તિ) છે. એનાથી વિરુદ્ધ સંબંધમાં પ્રવેશેલી રંજિશને યથાવૃત રાખવી તેમજ ત્રણ દિવસથી વધારે વાતચીત અને સલામ–કલામ બંધ રાખવા બિલકુલ નાજાઈઝ અને હરામ છે તથા પોતાની ઝાતને રહમતે ખુદાવંદી તેમ જ મગફિરતે ઈલાહીથી મહરૂમ રાખવી છે.

–હદીસોમાં વાતચીત બંધ રાખવા પર સખત વઈદો આવી છે.

(૧૨) અન અબી અય્યૂબ અલ અન્સારી (રદિ.) કાલ, કાલ રસૂલુલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ લા યુહિલ્લુ બિર્જુલિ–અંય્યહ્જુર અખાહૂ....

**અર્થાત્** : હઝરત અબૂ અય્યૂબ અન્સારી રદિયલ્લાહુ અન્હૂથી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે, 'કોઈ શખ્સના માટે હલાલ નથી કે પોતાના ભાઈને ત્રણ દિવસથી વધારે છોડી દે. (અર્થાત્ વાતચીત બંધ કરી દે) કે જ્યારે તેમનો બંનેનો ભેટો થાય ત્યારે એક આ તરફ મુખ ફેરવી લે અને બીજો પેલી તરફ મુખ ફેરવી લે અને તે બંનેમાં બેહતરીન શખ્સ તે છે, જે સલામ કરવામાં પહેલ કરે.'' (મુત્તફકુન અલયહ બુખારી, મુસ્લિમ, મિશ્કાત શરીફ, પાનું ૪૨૭ બાબુ મા યુન્હા મિનત્તહાજુરિ વત્તકાતુઈ)

હકીમુલ ઉમ્મત હઝરત મવલાના અશરફઅલી થાનવી રહમતુલ્લાહિ અલયહ ફરમાવે છે કે :

આ વાત હદીસમાં જે બયાન કરી છે કે ત્રણ દિવસથી વધારે કોઈ શખ્સથી સંબંધ ન તોડે, તો આ વાત મુત્લકન (સર્વ સંજોગોમાં) નથી. જો ફાસિકીન (બદકાર)થી તેમના ફિસ્ક (બદકારી)ના કારણે દૂર રહે તો વાંધાજનક નથી અર્થાત્ દીની હેતુના માટે કાયમી ધોરણે પણ 'બુગ્ઝ ફિલ્લાહ'– અલ્લાહના માટે નફરત રાખવી જાઈઝ છે. અલબત્ત, દુન્યવી બાબતોમાં કોઈ શખ્સ તરફ રંજિશ (મનમાં કડવાશ) રાખવાની હદ ત્રણ દિવસ સુધી છે (તેનાથી વધારે નહિ) અને જો લોકોથી દૂર રહેવું પોતાની પ્રતિષ્ઠા (મોભા)ના કારણે

હોય કે કોઈની સાથે સંબંધ કેળવવાને પોતાની શાન (દરજ્જા)ની વિરુદ્ધ સમજતો હોય તો આવા વલણમાં ઘમંડ–મિથ્યાભિમાનનું મિશ્રણ છે. (મલફૂઝાત મઅરૂફ બ કલિમતુલ હક્ક પા. ૧૨૭ જિ. ૮)

(૧૩) અન અબી ખરાશિસ્સુલમી અન્નહૂ સમિઅ રસૂલલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ યકૂલુ મન હજર અખાહુ સનતન ફહુવ કસ્ફકિ દમિહી–

અર્થાત્ : હઝરત અબૂ ખરાશ સુલમી રદિયલ્લાહુ અન્હૂથી રિવાયત છે : તેમણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને એમ ફરમાવતા સાંભળ્યા છે કે :

'જે માણસે પોતાના ભાઈને એક વરસ સુધી છોડી દીધો (અર્થાત્ વાતચીત બંધ કરી અને સંબંધો તોડી નાખ્યા) તો જાણે તેણે પોતાના ભાઈનું ખૂન કરી નાખ્યું !' ('મિશ્કાત શરીફ' પાનું ૪૨૮)

વિચાર કરો ! પોતાની કબર અને આખિરતની ફિકર–ચિંતા કરો !

એક વરસ સુધી વાતચીત બંધ કરવા પર આટલી સખત વઈદો પછી પણ આપણે તેની ઉપર અમલ નહિ કરીએ તો આપણાં ઘરોમાં ચૈન અને સુકૂન, સુખ અને શાંતિ ક્યાંથી આવશે ?

અલ્લાહપાક આપણને અમલની તૌફીક અતા ફરમાવે, આમીન !

(૧૪) અન અબી હુરયરત (રદિ.) કાલ યુર્ફતહુ અબ્વાબુલ જન્નતિ....

**અર્થાત્** : હઝરત અબૂ હુરયરહ રદિયલ્લાહુ અન્હૂથી રિવાયત

છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

"દર સોમવાર અને ગુરૂવારે જન્નતના દરવાજાઓ ખોલી દેવામાં આવે છે અને એવા દરેક બંદાની મગફિરત કરી દેવામાં આવે છે, જે અલ્લાહની સાથે કોઈને શરીક કરતો ન હોય, પરંતુ તે શખ્સની મગફિરત નથી થતી કે જે ભાઈઓ વચ્ચે કીનાકપટ હોય !"

(અલ્લાહ તઆલા તરફથી) ઈરશાદ થાય છે કે :

"આ બંનેને હજી રહેવા દો ત્યાં સુધી કે એક બીજાથી સુલહ કરી લે." ('મિશ્કાત શરીફ', પાનું ૪૨૭, ૪૨૮ બાબુ મા યુન્હા અન્હૂ મિનત્તહાજુરિ)

કયો એવો મુસલમાન હશે, જેને પોતાના ગુનાહોની મગફિરત અને માફીની ઈચ્છા ન હોય ? સાચે જ, દરેક મુસલમાનની આ જ તમન્ના હોય છે. પોતે પણ દુઆ કરતો રહે છે અને બીજાઓને પણ દુઆની દરખાસ્ત કરતો રહે છે કે :

'અલ્લાહપાક આપણા ગુનાહોને માફ કરી દે ! આપણી મગફિરત ફરમાવી દે !'

હવે ઉપરોક્ત હદીસને ઈબ્રત–બોધપાઠની દૃષ્ટિએ વાંચો. વાતચીત બંધ કરવાથી અને દિલમાં પોતાના ભાઈ પ્રત્યે કીનો–કપટ રાખવાથી એવો શખ્સ અલ્લાહ તઆલાની મગફિરતથી મહરૂમ રહે છે, બલકે મુબારક મોટી રાતોમાં પણ તેની મગફિરત નથી થતી. (હદીસ નં. ૮ વાંચો)

આટલી સખત વઈદો હોવા છતાં આપણે વાતચીત, સલામ–

કલામ શરૂ કરવા અને સિલહ રહમી કરવા માટે તૈયાર નહિ થઈએ તો આપણાંથી વધારે બદનસીબ, અભાગી અને સખત દિલનાં કોણ હશે ?

આવી વઈદો સાંભળીને આપણાં દિલો નરમ થવાં જોઈએ અને આપણામાં કબર તથા આખિરતની ફિકર–ચિંતા પેદા થવી જ જોઈએ. આપણે એમ સમજીએ છીએ કે જો આપણે વાતચીતની શરૂઆત કરીશું તો આપણું નાક નીચું થઈ જશે, આપણું નાક કપાય જશે.

ભાઈઓ ! તમે અલ્લાહ તઆલાને રાઝી કરવાની નિય્યતથી શરૂઆત કરીને જુઓ, ન તો નાક નીચું થશે, ન તો નાક કપાશે, બલકે અલ્લાહ તઆલા વધારે ઈઝઝત અને સરબુલંદી આપશે, ઈન્શાઅલ્લાહ.

હદીસમાં છે કે, “મન તવાઝઅ લિલ્લાહિ રફઅહુલ્લાહ.”

"અર્થાત્ જે શખ્સ અલ્લાહના માટે વિનમ્રતા ઈખ્તિયાર કરે છે, તેને અલ્લાહ તઆલા બુલંદ કરે છે."

આ હદીસ ઉપર યકીન રાખીને અલ્લાહની ખૂશી ખાતર આગળ વધો. ઈન્શાઅલ્લાહ સારાં પરિણામો નીકળશે. અગર આપ કુસૂરવાર–દોષિત છો તો વગર સંકોચે માફી માંગી લો, હક અદા કરી દો. દુનિયામાં માફ કરાવી લેવું, હક અદા કરી દેવું ઘણું જ આસાન છે. આખિરતનો મામલો ઘણો જ સખત છે.

જો તમે બેકસૂર–નિર્દોષ છો, તમારી ભૂલ નથી તો પણ અલ્લાહને રાજી કરવા માટે પોતાના નફસ (અહમ)ને મારીને

સલામ કરવામાં પહેલ કરો. ઈન્શાઅલ્લાહ દુનિયા અને આખિરત બની જશે.

કોઈએ સરસ કહ્યું છે :–

**મિટા દે અપની હસ્તીકો અગર કુછ મરતબા ચાહે,**
**કે દાના ખાકમેં મિલ કર ગુલે ગુલઝાર હોતા હય.**

કોઈ બીજાએ પણ ખૂબ કહ્યું છે :

**સાલહા તૂં સંગ બાશી દિલખરાશ,**
**દર આઝમૂદહ યક ઝમાને ખાક બાશ,**
**કે શવદ સરસબ્ઝ સંગ,**
**ખાક શવ તા ગુલ બ રોયદ રંગ બરંગ.**

**ભાવાર્થ** : તું વરસોના વરસ સુધી દિલખરાશ પથ્થર બનેલો રહ્યો. કમથી કમ કસોટીના માટે હવે થોડા સમયના માટે માટી થઈ જા (અર્થાત્ વિનમ્રતા અપનાવ અને પોતાનો ઘમંડ અને નિર્દયતા ત્યાગી દે.) વસંત ૠતુમાં પથ્થર સરસબ્ઝ શાદાબ કેવી રીતે થઈ શકે છે (સરસબ્ઝી અને શાદાબીના માટે તો માટીની જરૂરત છે. એટલે તું પણ) માટી બન, જેથી તેમાં રંગ–રંગનાં ફૂલ ખીલે.

એટલે જો કોઈ શખ્સનો કોઈ માલી હક બાકી હોય અથવા કોઈ બીજી રીતે ઝુલ્મ કર્યો હોય તો વહેલી ફુરસદે હક અદા કરી દેવો જોઈએ. માફી માંગીને દુનિયામાં જ હિસાબ ચોખ્ખો કરી લેવો જોઈએ. અલ્લાહ તઆલા મઝલૂમની બદદુઆને રદ ફરમાવતો નથી.

હદીસમાં છે : અન અલિય્યિન (રદિ.) કાલ, કાલ રસૂલુલ્લાહિ

સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈય્યાક વ દઅતલ મઝલૂમ....

(૧૫) હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

''મઝલૂમની બદદુઆથી બચો. તે અલ્લાહ તઆલાથી પોતાનો હક માંગે છે અને અલ્લાહ તઆલા કોઈ હકદારના હકને રોકતો નથી.'' ('મિશ્કાત શરીફ', પાનું ૪૩૫ બાબુઝ–ઝુલમિ)

(૧૬) એક બીજી હદીસમાં છે :–

અન અબી હુરયરત (રદિ.) કાલ, કાલ રસૂલુલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સલાસતુન લાતુરદ્દુ દઅવતુહુમ..........

**અર્થાત્** : હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

ત્રણ આદમીઓની દુઆ રદ નથી થતી :

(૧) રોઝહદારની દુઆ ઈફતારના વખતે,

(૨) ન્યાયી બાદશાહની દુઆ,

(૩) મઝલૂમની દુઆ, જેને હક તઆલા શાનુહૂ વાદળોની ઉપર ઉઠાવી લે છે અને આસમાનના દરવાજા તેના માટે ખોલી દેવામાં આવે છે અને ઈરશાદ થાય છે કે, તારી જરૂર મદદ કરીશ. ભલે (કોઈ મસ્લિહતથી) કંઈક મોડું (થઈ જાય).

('તિરમિઝી શરીફ', ભાગ–૨, પાનું ૧૯૯ અવ્વાબુદઅ્વાત, 'મિશ્કાત શરીફ', પાનું ૧૯૫ કિના બુદઅ્વાત)

શૈખ સઅદી (રહ.) ફરમાવે છે :

**બિતર્સ અઝ આહે મઝલૂમાં કે હંગામે દુઆ કર્દન,**
**ઈજાબત અઝ દરે હક બહરે ઈસ્તિકબાલ મી આયદ.**

**અર્થાત્** : મઝલૂમની 'આહ' (નિઃશ્વાસ)થી ડરતો રહે, (કારણ કે) જ્યારે તે અલ્લાહ તઆલાથી ફરિયાદ (બદદુઆ) કરે છે ત્યારે હકતઆલાના દરબારથી કુબૂલિય્યત તેના સ્વાગત માટે આવે છે.

આ છે મઝલૂમની બદદુઆનો મકામ દરબારે ઈલાહીમાં. એટલે મઝલૂમની બદદુઆથી બહુ જ ડરતા રહેવું જોઈએ અને ઝુલ્મ (કરવાથી) થોભી જવું જોઈએ.

સારાંશ કે, આપસમાં સિલહ રહમી અને ઉમદા સંબંધો રાખવાથી દુનિયા અને આખિરત (બંનેની) સફળતા મળે છે તથા ઘણાં જ અજર અને સવાબના હકદાર બને છે તેમજ આપસના બગાડ અને સંબંધો તૂટવાથી દુનિયા અને આખિરત (બંને) ખરાબ થઈ જાય છે તથા અજર અને સવાબ જતાં રહે છે અને દીન બરબાદ થઈ જાય છે.

હદીસમાં છે :

(૧૭) અન અબિદરદાઈ (રદિ.) કાલ, કાલ રસૂલુલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અલા ઉખ્બિરુકુમ....

અર્થાત્ : હઝરત અબૂ દરદા રદિયલ્લાહુ અન્હૂથી રિવાયત છે : અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યું કે :

"શું હું તમને એવી વસ્તુ ન બતાવું, જે રોઝા, સદકહ અને નમાઝના દરજ્જાથી ય બેહતર છે ?"

અમે અરજ કરી કે, જરૂર બતાવો. ઈરશાદ ફરમાવ્યો કે :

"આપસના સંબંધોની દુરુસ્તી, કારણ કે આપસનો બગાડ (સવાબ અને નેકીઓને) મૂંડનારો છે."

('રવાહુ અબૂ દાવૂદ વત્તિર્મિઝી', 'મિશ્કાત શરીફ', પાનું ૪૨૮)

મજકૂર હદીસથી આપસના સંબંધોની સુધારણાનો દરજ્જો અને તેની ફઝીલત જાણવા મળ્યાં. એનાથી અંદાજો લગાવી શકાય છે કે આપસના સંબંધોની દુરુસ્તગી કેટલી જરૂરી છે અને આપસનો ફસાદ (બગાડ) કેટલો નુકસાનકારક છે, કે એમાં માત્ર દુનિયાની જ બરબાદી નથી, બલકે આખિરતની બરબાદી પણ છે. આમાલના અજર અને સવાબને ખતમ કરી દે છે.

આપસના સંબંધોની સુધારણા વિશે ઈરશાદે ખુદાવંદી છે. ફત્તકુલ્લાહ વઅસ્લિહૂ ઝાત બયનિકુમ.....

**અર્થાત્** : તમે અલ્લાહથી ડરો અને પોતાના આપસના સંબંધોની સુધારણા કરો (કે આપસમાં હસદ અને બુગ્ઝ ન રહે) અને અલ્લાહના રસૂલની ઈતાઅત કરો, જો તમે ઈમાનવાળા હો. (સૂરએ 'અનફાલ', આયત ૧ પા. ૯)

તફસીરે 'દુર્રે મન્સૂર'માં છે : વઅખ્રજ.... અને ઈબ્ને અબ્બાસ (રદિ.) ફી કવલિહી તઆલા....

**અર્થાત્** : ઈબ્ને અબી શયબહ અને બુખારીએ 'અલ અદબુલ મુફરદ'માં અને ઈબ્ને મરવય્હ બિન અને બયહકીએ શુઅબુલ

ઈમાનમાં અલ્લાહ તઆલાના કથન 'ફત્તકુલ્લાહ વ અસ્લિહૂ ઝાત બયનિકુમ'ની તફસીરમાં હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)થી રિવાયત કરી છે. આપે ઈરશાદ ફરમાવ્યો : 'અલ્લાહ તઆલાએ મુઅમિનને મુકલ્લફ બનાવ્યા છે કે તેઓ તકવા ઈખ્તિયાર કરે અને આપસના સંબંધોની સુધારણા કરે.'' ('અદુર્રુલ મન્ષૂર', ભા. ૩, પા. ૧૬૧)

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ સાહેબ (રહ.) તફસીર મઆરિફુલ કુર્આનમાં લખે છે કે :–

"લોકોના આપસના સંપ અને એકતાની બુનિયાદ તકવા અને ખૌફે ખુદા છે."

આ આયતના અંતમાં ઈરશાદ ફરમાવ્યો :

"ફત્તકુલ્લાહ વ અસ્લિહૂ ઝાત બયનિકુમ વ અતીઉલ્લા–હ વ રસૂલહૂ ઈન કુન્તુમ મુઅ્મિનીન"

જેમાં સહાબએ કિરામ (રદિ.)ને સંબોધીને ઈરશાદ ફરમાવ્યો કે : "અલ્લાહ તઆલાથી ડરો અને આપસના સંબંધોને દુરુસ્ત રાખો...."

હવે તેમનાં દિલોની સુધારણાની અને આપસના સંબંધોને ખૂશગવાર બનાવવાની રીત બતાવવામાં આવી છે, જેના મરકઝી નુકતહ (મુખ્ય કેન્દ્ર) તકવા અને ખૌફે ખુદા છે.

અનુભવ બતાવે છે કે જ્યારે તકવા અને ખૌફે ખુદા ગાલિબ થાય છે ત્યારે મોટા મોટા ઝઘડા મિનિટોમાં ખતમ થઈ જાય છે, આપસની નફરતોના પહાડ ધૂળ બનીને ઊડી જાય છે......

એટલા જ માટે આ આયતમાં તકવાની તદબીર બતાવીને ફરમાવ્યું કે : "અસ્લિહૂ ઝાત બયૂનિકુમ"

**અર્થાત્** : તકવાના ઝરીયાથી આપસના સંબંધોની સુધારણા કરો !

એની વધારે ચોખવટ આ પ્રમાણે ફરમાવી :

"વ અતીઉલ્લાહ વ રસૂલહૂ ઈન કુન્તુમ મુઅમિનીન."

**અર્થાત્** : અલ્લાહ અને રસૂલ (સલ.)ની સંપૂર્ણ ઈતાઅત (અનુસરણ) કરો, જો તમે મુઅમિન હો. એટલે કે ઈમાનનો તકાઝો છે ઈતાઅત અને ઈતાઅતનો નતીજો છે તકવા અને જયારે આ ચીજો લોકોને હાસિલ થઈ જશે તો તેમના આપસના ઝઘડા આપોઆપ ખતમ થઈ જશે અને દુશ્મનીની જગાએ દિલોમાં ઉલ્ફત અને મુહબ્બત પેદા થઈ જશે. ('મઆરિફુલ કુર્આન', પાનું ૧૭૬, ૧૭૭ ભાગ–૪)

એક હદીસમાં આપસના સંબંધોની સુધારણાની ફઝીલત આ રીતે ઈરશાદ ફરમાવી છે.

(૧૮) હદીસમાં છે : અફઝલુસ્સદકતિ ઈસ્લાહુ ઝાતિલ બયૂન

અર્થાત્ : અફઝલ સદકો આપસમાં સુલેહ કરાવી દેવું છે.

(કિતાબુશશિહાબ ફિલ હિકમિ વલ અમ્સાલિ વલ આદાબ મઅ તર્જુમતિ–જવામિઈલ કલિમ લિસય્યિદિલ ઉમમ પાનું–૧૪૫ હદીસ નંબર–૯૭૬)

હકીમુલ ઉમ્મત હઝરત મવલાના અશરફઅલી થાનવી રહમતુલ્લાહિ અલયહની આ વિષય પર એક વઅઝ છે, જેનું શીર્ષક 'ઈસ્લાહુ ઝાતિલ બયૂન' છે. સંપૂર્ણ વઅઝ વાંચવા જેવી છે. તેના

કેટલાક અંશો ધ્યાનથી વાંચો.

અમ્મા બાદ ! ફકદ કાલન્નબિય્યુ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈય્યાકુમ વ ફસાદ ઝાતિલ બયૂન.... અમ્મા બાદ,

આ એક હદીસ છે.

**અર્થાત્** : જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે, જેમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આપસની ખરાબી, કુસંપ અને ફસાદના નુકસાનથી (આપણને) સાવચેત કર્યા છે.....

હદીસમાં ફરમાવે છે : "ઈય્યાકુમ વ ફસાદ ઝવાતિલ બયૂન"

**અર્થાત્** : આપસમાં સંબંધો બગાડવાથી બચો !......

એવો મતભેદ જે ફસાદમાં દાખલ હોય તે મુરાદ હશે, તે પછી ઈરશાદ ફરમાવ્યો :

"આપસના ફસાદથી એટલા માટે બચો કે તે મૂંડન કરનારી વસ્તુ છે, હું એમ નથી કહેતો કે વાળોને મૂંડી નાખે છે, બલકે દીનને મૂંડી નાખે છે !"

મતલબ છે કે આપસના ફસાદથી દીન બરબાદ થઈ જાય છે....

આ તકરીરથી આ વાત જાહેર થઈ ગઈ કે દીનનું નુકસાન એવું નુકસાન છે, જેનાથી દુનિયાની રાહત પણ બરબાદ થઈ જાય છે. એટલે ફસાદથી સૌ પ્રથમ તો દીનનું નુકસાન થાય છે અને દીનના નુકસાનથી દુનિયા પણ બરબાદ થઈ જાય છે. ઝઘડા–ફસાદથી દુનિયાનું બરબાદ થઈ જવું એટલું સુસ્પષ્ટ છે કે તેના

માટે કોઈ પ્રસ્તાવના કે દલીલોની જરૂરત નથી, માત્ર નિરીક્ષણ જ પૂરતું છે.

એટલે ફસાદની પ્રથમ અસર એ થાય છે કે બે શખ્સો વચ્ચે અદાવત પેદા થઈ જાય છે. દરેક શખ્સ બીજાથી અસંતોષ અનુભવે છે. વળી, અદાવત (દુશ્મની)માં દરેક પ્રકારના નુકસાનની શક્યતા હોય છે. ભલેને દુશ્મન કમજોર જ હોય !

હઝરત શૈખ સઅદી (રહ.) ફરમાવે છે :

**દાની કે ચે ગુફત ઝાલ બા રુસ્તમ ગુર્દ,**
**દુશ્મન ન તવાં હકીર વ બેચારહ શુમુર્દ.**

**અર્થાત્** : દુશ્મનને કદી તુચ્છ ન સમજવો જોઈએ. તેનાથી હંમેશા સાવચેત રહેવું જોઈએ.....

અને અદાવતમાં આવું જ થાય છે કે પેલો આની ફિકરમાં રહે છે અને આ પેલાની ફિકરમાં. બસ, ક્ષય (ટી. બી.) રોગ જેવો થઈ જાય છે. દરેક શખ્સની હાલત ક્ષયરોગ જેવી થઈ જાય છે. બંનેનાં દિલોમાં (એક–બીજા પ્રત્યે) નફરત અને તિરસ્કાર વ્યાપી જાય છે.

તે પછી આગળ અદાવતનો આ ક્રમ બહુ દૂર સુધી ચાલે છે.

– પેલો આને અપમાનિત કરવા ચાહે છે અને આ પેલાને અપમાનિત કરવા ચાહે છે.

– પેલો આને જાની–માલી નુકસાન પહોંચડવા ચાહે છે અને આ પેલાને જાની–માલી નુકસાન પહોંચાડવા ચાહે છે.

– આ ક્રમ એટલો આગળ ચાલે છે કે જાઈઝ–નાજાઈઝ બાબતોનો ખ્યાલ પણ નથી રહેતો.

હવે જો તમે (તેમાંથી) કોઈને કહો કે,

“ભાઈ ! બદલો લેવાની આ રીત નાજાઈઝ છે !”

“જો હું જાઈઝ–નાજાઈઝની ભાંજગડમાં પડીશ તો બીજો બરાબરની કસર પૂરી કરી નાખશે ! જયારે તેને દીનની પરવા નથી તો હું શા માટે પરવા કરું ?”

(આ પ્રમાણે) હવે, દુનિયા સાથે દીન પણ બરબાદ થવા માંડયો....

એટલે જ શયતાન એવા શખ્સથી બહુ ખૂશ થાય છે, જે પતિ–પત્ની વચ્ચે ઝઘડો કરાવી દે.

હદીસ શરીફમાં છે કે :

સાંજે શયતાન પોતાની બેઠક સાગર પર જમાવે છે ત્યારે તેના તમામ ચેલાઓ (ત્યાં હાજર થઈને પોતપોતાની દિવસભરની) કામગીરીનો અહેવાલ બયાન કરે છે.

એક કહે છે કે :

‘મેં ફલાણા શખ્સની નમાઝ કઝા કરાવી નાખી !’

બીજો કહે છે કે,

‘મેં એક આદમીથી ઝિના (પરસ્ત્રી સાથે બદકારી) કરાવી નાખી ?’

આ સાંભળી શયતાન કહે છે કે :

‘એમાં તમે કંઈ પરાક્રમ કર્યું નથી, કારણ કે આવા ગુનાહનો

કફ્ફારો માત્ર એક જ તૌબા–ઈસ્તિગફારથી થઈ શકે છે !'

તે પછી એક બીજો (ચેલો) કહે છે કે :

"મેં (આજે) મિયાં–બીબી વચ્ચે ઝઘડો કરાવી દીધો !

અને તે પછી ત્યાં સુધી હું ત્યાંથી ખસ્યો નહિ, જ્યાં સુધી મિયાંએ બીબીને તલાક આપી દીધી !"

(આ સાંભળતાં જ) શયતાન (આનંદભેર ઊભો થઈ જાય છે અને પેલા ચેલાને) ગળે લગાડીને ખૂબ શાબાશી આપતાં કહે છે કે :

"હા, (સાચે જ) તેં (આજે) ઘણું મોટું પરાક્રમ કર્યું છે !"

એનું રહસ્ય આ છે કે જો અન્ય જનોમાં અદાવત થઈ જાય તો તેની અસર દૂર સુધી નથી પહોંચતી, પરંતુ મિયાં–બીબીમાં લડાઈ અને તલાક થઈ જાય તો બંનેના ખાનદાન વચ્ચે 'જંગ' શરૂ થઈ જાય છે. બે વ્યક્તિ (મિયાં–બીબી)ની અદાવતથી (બંનેના ખાનદાનની) સો વ્યક્તિઓમાં અદાવત થઈ જાય છે. શયતાનને એટલી ફુરસદ ક્યાં છે કે તે સો વ્યક્તિઓમાં અલગ–અલગ અદાવત કરાવે ! બસ, તે તો મિયાં–બીબી બંને વચ્ચે અદાવત કરાવી દે છે, જેના કારણે અદાવતનો સિલસિલો આપોઆપ દૂર સુધી પહોંચી જાય છે ! ('અત્તબ્લીગ' વઅઝ નંબર ૧૧૨, ઈસ્લાહુ ઝાતિ બયૂન')

શયખુલ હદીસ હઝરત મવલાના મુહમ્મદ ઝકરિય્યા સાહેબ (રહ.) મુહાજિરે મદની 'ફઝાઈલે રમઝાન'માં લખે છે કે :–

(૧૯) અન ઉબાદબ્નિસ્સામિત (રદિ.) કાલ ખરજન્નબિય્યુ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ લિયુખબિરના... (રદિ.)

**અર્થાત્** : હઝરત ઉબાદહ (રદિ.) કહે છે કે : નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એટલા માટે બહાર તશરીફ લાવ્યા, જેથી અમને શબે કદરની જાણ કરે, પરંતુ બે મુસલમાનોમાં ઝઘડો થઈ રહ્યો હતો !

હઝરત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે, "હું એટલા માટે આવ્યો હતો કે તમને શબે કદરની જાણ કરું, પરંતુ ફલાણા ફલાણા શખ્સોમાં ઝઘડો થઈ રહ્યો હતો, જેના કારણે એની તા'યીન (નિશ્ચિતતા) ઉઠાવી લેવામાં આવી, સંભવ છે કે અલ્લાહના ઈલ્મમાં આ ઉઠાવી લેવું બેહતર હોય, એટલે હવે આ રાતને નવમી, સાતમી, અને પાંચમી રાતમાં તલાશ કરો !"

ફાયદો :– આ હદીસમાં ત્રણ મઝમૂન ચિંતન–મનન કરવા યોગ્ય છે.

(૧) પ્રથમ બાબત જે સૌથી વધારે મહત્ત્વની છે તે ઝઘડો છે. એ એટલી બૂરી વસ્તુ છે કે એના કારણે હંમેશાના માટે શબે કદરની તા'યીન (નિશ્ચિતતા) ઉઠાવી લેવામાં આવી ! અને માત્ર એટલું જ નહિ, બલકે ઝઘડો હંમેશા બરકતોથી મહરૂમીનો સબબ બનતો હોય છે.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે, "તમને નમાઝ, રોઝહ, સદકહ વગેરે તમામના કરતાં અફઝલ વસ્તુ બતાઉં ?"

સહાબા (રદિ.)એ અરજ કરી કે, "જરૂર (બતાવો !")

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

"આપસનો સુલૂક સૌથી અફઝલ છે અને આપસની લડાઈ દીનને મૂંડવાવાળી છે."

**અર્થાત્** : જેવી રીતે અસ્તરાથી માથાના બાલ એકદમ સાફ થઈ જાય છે, આપસની લડાઈથી દીન પણ એ જ પ્રમાણે સાફ થઈ જાય છે. દુનિયાદાર, દીનથી બેખબર લોકોની શી વાત, જ્યારે કે કેટલીયે લાંબી લાંબી તસ્બીહો પઢનારા, દીનના દાવેદાર પણ હરેક વખતે આપસની લડાઈમાં મુબ્તલા રહે છે.

પ્રથમ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈરશાદને ધ્યાનથી જુઓ અને પછી પોતાના દીનની ફિકર કરો, જેના ઘમંડમાં સુલેહના માટે ઝુકવાની તૌફીક નથી થતી.

પ્રથમ પ્રકરણમાં રોઝહના આદાબમાં આવી ગયું છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મુસલમાનોની આબરૂરેઝી (બેઈઝઝતી કરવા)ને બદતરીન સૂદ (વ્યાજ)અને ખબીસતરીન સૂદ (વ્યાજ) ઈરશાદ ફરમાવ્યો છે, પરંતુ આપણે લોકો લડાઈના જોરમાં ન મુસલમાનોની આબરૂની પરવા કરીએ છીએ, ન અલ્લાહ અને તેના સાચા રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈરશાદનો ખ્યાલ કરીએ છીએ.

ખૂદ અલ્લાહ જલ્લ જલાલુહૂનો ઈરશાદ છે, "વલા તનાઝ–ઊ ફતફ્શલૂ....."

**અર્થાત્** : અને લડાઈ–ઝઘડો ન કરો, નહિંતર કમહિમ્મત થઈ જશો અને તમારી હવા ઉખડી જશે !

આજે તે લોકો જેઓ હરેક વખતે એક–બીજાનો વકાર

(પ્રતિષ્ઠા) ઘટાડવાની ફિકરમાં રહે છે, એકાંતમાં બેસીને વિચાર કરે કે ખુદ તે પોતે પોતાના વકાર (પ્રતિષ્ઠા)ને કેટલો ધોકો પહોંચાડી રહ્યા છે અને પોતાની આ નાપાક અને નીચ હરકતોથી અલ્લાહ તઆલાની નિગાહમાં કેટલા ઝલીલ થઈ રહ્યા છે અને પછી દુનિયાની ઝિલ્લત તો દેખીતી છે.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે,

“દરેક સોમવાર અને જુમેરાતના દિવસે અલ્લાહની હુઝૂરીમાં બંદાઓના આમાલ પેશ થાય છે અને અલ્લાહ જલ્લ જલાલુહૂની રહમતથી (નેક આમાલના કારણે) મુશરિકોના સિવાય બીજાઓની મગફિરત થતી રહે છે, પરંતુ જે બે (માણસોમાં) ઝઘડો થાય છે, તેમની મગફિરત વિશે ઈરશાદ થાય છે કે : એમને (અત્યારે) રાખી મૂકો, જ્યાં સુધી સુલેહ ન થાય !”

એક હદીસે પાકમાં ઈરશાદ છે કે :

“દરેક સોમવાર–જુમેરાતે આમાલની પેશગી થાય છે. એમાં તવબા કરનારની તવબા કબૂલ થાય છે અને ઈસ્તિગફાર કરનારાઓનું ઈસ્તિગફાર કબૂલ થઈ જાય છે, પરંતુ આપસમાં લડનારાઓને તેમના હાલ પર છોડી દેવામાં આવે છે !”

એક જગાએ ઈરશાદ છે કે :

“શબે બરાતમાં અલ્લાહની રહમતે આમ્મહ મખ્લૂકની તરફ મુતવજ્જેહ થાય છે (અને નાનાં નાનાં બહાનાંથી) મખ્લૂકની મગફિરત ફરમાવવામાં આવે છે, પરંતુ બે શખ્સોની મગફિરત નથી થતી : (૧) કાફિર, (૨) તે (શખ્સ) જે કોઈનાથી કીનો (કપટ) રાખે.”

એક જગાએ ઈરશાદ છે કે :–

“ત્રણ શખ્સો (એવા) છે કે જેમની નમાઝ કબૂલિય્યતના માટે તેમનાં માથાથી એક વેંત પણ ઉપર નથી જતી !” (એ ત્રણમાં) આપસમાં લડનારાઓનો પણ ઉલ્લેખ ફરમાવ્યો છે.

આ જગા આ રિવાયતોના ઈહાતાની નથી (એને લગતી બધી જ હદીસો અહીં લખવાનું સ્થાન નથી) પરંતુ કેટલીક રિવાયતો એટલા માટે લખી દીધી છે કે આપણામાં અવામનો ઝિક્ર નહિ, ખવાસમાં અને તે લોકોમાં જેઓ શરીફો કહેવડાવે છે, દીનદાર સમજવામાં આવે છે, તેમની મજલિસ, તેમનાં સંમેલનો, તેમના પ્રસંગો, આ નીચ હરકતથી ભરપૂર છે !

**‘ફઈલલ્લાહિલ મુશ્તકા વલ્લાહુલ મુસ્તઆન’**

(અને અલ્લાહથી જ ફરિયાદ કરીએ છીએ અને તેનાથી જ મદદ માંગીએ છીએ.)

પરંતુ આ સર્વ પછી આપણે એ જાણવું જરૂરી છે કે આ બધી દુન્યવી દુશ્મની અને અદાવત પર છે. જો કોઈ શખ્સના ફિસ્કના કારણે અથવા કોઈ દીની બાબતની હિમાયતના કારણે સંબંધો તર્ક કરે તો જાઈઝ છે.

હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ એક વખતે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ નકલ ફરમાવ્યો તો તેમના બેટાએ એના પર એવો શબ્દ કહી દીધો, જે સૂરતના હદીસ પર એ'તિરાઝ હતો. હઝરત ઈબ્ને ઉમર (રદિ.) મરતાં સુધી તેમની સાથે બોલ્યા નહિ.

બીજા પણ આ પ્રકારના બનાવો સહાબએ કિરામ (રદિ.)થી સાબિત છે, પરંતુ અલ્લાહ તઆલા શાનુહૂ દાના અને બીના (જાણનાર અને જોનાર) છે, દિલોના હાલને સારી રીતે જાણનાર છે, એનાથી ખૂબ વાકિફ છે કે કયો તર્કે તઅલ્લુક દીનના માટે છે અને કયો પોતાની વજાહત અને કસરે શાન અને મોટાઈના કારણે છે. એમ તો દરેક શખ્સ પોતાના કીના અને બુગ્ઝને દીનની તરફ મન્સૂબ કરી જ શકે છે. ('ફઝાઈલે રમઝાન', પાનું ૪૨, ૪૩, ફસ્લે સાની, શબે કદ્રકે બયાનમેં, હદીસ નંબર ૫)

હઝરત મવલાના મુહમ્મદ ઝકરિય્યા સાહેબ (રહ.)એ "અલ એ'તિદાલ ફી મરાતિબિર્રિજાલ"માં ઘણા ફાયદાકારક મઝમૂન લખ્યા છે. મુનાસિબ લાગે છે કે તે પણ અહીં નકલ કરી દેવામાં આવે. અલ્લાહ પાક આપણને બધાને એના પર અમલની તૌફીક અતા ફરમાવે. ધ્યાનથી વાંચો :

નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે :

"જે શખ્સ મુસલમાનના ઐબોને છુપાવે છે હક તઆલા શાનુહૂ કિયામતમાં તેના ઐબોને છુપાવશે અને જે શખ્સ મુસલમાનના ઐબો ખોલે છે હક તઆલા શાનુહૂ તેના ઐબ ખોલે છે. અહીં સુધી કે તે પોતાના ઘરમાં (છુપાઈને) કોઈ ઐબ કરે છે તો પણ તેની ફઝીહત (રુસ્વાઈ) કરે છે."

હઝરત ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે કે, એક વખત હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મિમ્બર પર તશરીફ ફરમા થયા અને બુલંદ અવાજે ઈરશાદ ફરમાવ્યો કે :

"હે તે લોકો, જેમની ઝુબાન પર ઈસ્લામ છે અને તેમનાં દિલો સુધી ઈમાન નથી પહોંચ્યું ! તમે મુસલમાનોને ન સતાવો અને તેમના ઐબોને ન શોધો. જે શખ્સ મુસલમાનના ઐબ શોધે છે હક તઆલા શાનુહૂ તેના ઐબો ખોલે છે અને જેના ઐબને અલ્લાહ જલ્લ શાનુહૂ ખોલવા ચાહે, તેને ઘરની અંદર કરેલાં કામ પર પણ રુસ્વા કરી દે છે."

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)એ એક વખત બયતુલ્લાહ શરીફને જોયું અને જોઈને ફરમાવ્યું કે,

"તું કેટલું બાબરકત અને બાઅઝમત ઘર છે ! પરંતુ અલ્લાહની નજદીક મુસલમાનનો એહતિરામ (આદર) તારા કરતાં કેટલો ય વધારે છે." ('તરગીબ')

એક હદીસમાં આવ્યું છે કે :

"પોતાના ભાઈની કોઈ તકલીફ પર આનંદ અને ખુશી ન દર્શાવ ! (જો એવું કરશે) તો હક તઆલા શાનુહૂ તેના પર રહમ ફરમાવીને તને એ મુસીબતમાં મુબ્તલા કરી દેશે." ('તરગીબ')

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે :

"મને સૌથી વધારે મહબૂબ તે લોકો છે, જેઓ ખુશ અખ્લાક હોય, પોતાનાં બાઝૂઓને નમ્ર કરનારા હોય (અર્થાત્ નાની નાની વાત પર અકડનારા અને બાંયો ચઢાવનારા ન હોય), ઉલ્ફત કરનારા હોય અને બીજાઓની વચ્ચે સંબંધો પેદા કરનારા હોય અને મને સૌથી વધારે નાપસંદ અને મારી નઝદીક વધારે ગુસ્સાપાત્ર તે લોકો છે, જેઓ ચુગલખોરી કરનારા હોય, દોસ્તોમાં

વિક્ષેપ અને ઈખ્તિલાફ પેદા કરનારા હોય, અને જે લોકો બરી (નિષ્કલંક) હોય તેમના માટે ઐબ શોધનારા હોય.''

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે :

**''જો કોઈ શખ્સ તને કોઈ એવા ઐબથી રુસ્વા કરે, જે તારામાં છે તો તું તેના જવાબમાં એવા ઐબથી તેને રુસ્વા ન કર, જે તેનામાં છે, તને એનો અજર મળશે અને તેના કહેવાનો તેના પર વકીલ રહેશે.''**

હુઝૂરે **અકદસ સલ્લલ્લાહુ અલયહિ** વ સલ્લમનો ઈરશાદ છે કે :

**''આપસમાં સંબંધો ન તોડો ! એકબીજાથી પીઠ ન ફેરવો ! આપસમાં બુગ્ઝ ન રાખો ! એક બીજા પર હસદ ન કરો ! આપસમાં ભાઈ–ભાઈ બનીને રહો ! કોઈ મુસલમાનના માટે જાઈઝ નથી કે બીજા મુસલમાનથી ત્રણ દિવસ કરતાં વધારે અબોલા રાખે.''** ('તરગીબ')

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે,

''હક તઆલા શાનુહૂને ત્યાં દરેક સોમવાર અને જુમેરાતે આ'માલની પેશી થાય છે અને દરેક તે શખ્સના માટે મગફિરત કરવામાં આવે છે, જે શિર્ક ન કરતો હોય. અલબત્ત, જે શખ્સોમાં કીનો અને અદાવત હોય તેમના વિશે ઈર્શાદ થાય છે કે તેમને અત્યારે રહેવા દો, જ્યાં સુધી આપસમાં સુલહ ન કરી લે !'' ('બુખારી', 'તરગીબ')

હદીસમાં આવ્યું છે કે :

'જે શખ્સ કોઈને કાફિર કે અલ્લાહનો દુશ્મન કહીને બોલાવે અને તે એવો ન હોય તો આ કલિમહ (શબ્દો) તેના કહેનારા પર

પાછા આવે છે.' ('બુખારી','તરગીબ')

હદીસમાં આવ્યું છે કે :

"મુસલમાનને ગાળ દેવી ફિસ્ક છે."

બીજી હદીસમાં છે કે : "મુસલમાનને ગાળ આપનાર પોતાની હલાકતનો સામાન કરવાવાળો છે." ('તરગીબ')

"જે શખ્સ કોઈનો એવી વાતની સાથે ઉલ્લેખ કરે, જે તેનામાં નથી તો હકતઆલા શાનુહૂ તેને જહન્નમમાં કેદ ફરમાવીને કહેશે કે : પોતાનું કહેલું સાચું (સાબિત) કરી બતાવ !" ('તરગીબ')

એક હદીસમાં આવ્યું છે કે :–

"અલ્લાહના બેહતરીન બંદા તે છે, જેમને જોઈને અલ્લાહની યાદ તાજી થતી હોય અને બદતરીન બંદા તે છે, જેઓ ચુગલખોરી કરવાવાળા હોય, દોસ્તોના દરમિયાન વિક્ષેપ પેદા કરવાવાળા હોય અને એવા લોકોના માટે ઐબો શોધનારા હોય, જેઓ એનાથી મુક્ત હોય." ('તરગીબ')

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ 'હજ્જતુલ વદાઅ'માં ખુત્બો પઢયા અને તેમાં એલાન ફરમાવ્યું કે :–

"તમારા લોકોનાં ખૂન અને આબરૂ અને માલ તમારા પર હંમેશાના માટે એવા જ હરામ છે, જેવાં કે આજે મુહતરમ શહેર, મુહતરમ મહિના અને મુહતરમ દિવસમાં છે !"

એક હદીસમાં છે કે :

"મોટામાં મોટા સૂદ (વ્યાજ)ના હુકમમાં છે, મુસલમાનની આબરૂરેઝી (રુસ્વાઈ) કરવી."

આ બાબતમાં કેટલીય હદીસો જુદા જુદા શબ્દોમાં રિવાયત કરવામાં આવી છે, જેમાંથી કેટલીક હદીસોનો ઉલ્લેખ પહેલાં પણ આવી ગયો છે, પરંતુ આપણે ત્યાં મુસલમાનોની આબરૂરેઝી એટલી આસાન છે કે મામૂલી જેવી વાત પર, બલકે માત્ર અનુમાન અને ધારણા પર તેની આબરૂરેઝીમાં જરા પણ બીક નથી. અલ્લાહની નઝદીક મુસલમાનની આબરૂરેઝી (બેઈઝઝતી) એટલી મોટી ચીજ છે કે તેને બદતરીન વ્યાજ ફરમાવ્યું છે ! અને ઘણાં જ મોટા પ્રમાણમાં આ બાબત હદીસોમાં આવેલી છે.

એક હદીસમાં આવ્યું છે કે :

"બદતરીન વ્યાજ કોઈ મુસલમાનને બીજા પર ગાળોની સાથે વધારવું છે." ('જામિઅ')

અર્થાત્ એકના વકાર (પ્રતિષ્ઠા, મોભા)ને ગાળો આપીને નીચે પાડી દેવામાં આવે કે જેથી બીજાના વકારને વધારવામાં આવે.

આજે ઈન્સાફ અને ધ્યાનથી જોવામાં આવે કે જેટલી જમાઅતો (પક્ષો) પણ આપણામાં સ્થપાયેલી છે, રાજકીય હોય કે બીન રાજકીય, દરેક જમાઅતના કેટલા સભ્યો એવા છે, જેઓ બીજી જમાઅત (પક્ષ)ના અગ્રણીઓને ભલે તેઓ ઉલમા હોય કે લીડર (નેતા) હોય, માત્ર એટલા માટે બૂરું-ભલું કહે છે કે તેમનો વકાર (મોભો) નીચો પાડવામાં આવે અને પોતાની જમાઅત (પક્ષ)નો

વકાર વધારવામાં આવે અને વળી લુત્ફ એ છે કે દરેક શખ્સ એને બૂરું પણ સમજે છે અને બૂરું કહે પણ છે ! બીજાઓની આ વાતની શિકાયત કરે છે કે તેઓ ગાળો આપે છે, બૂરું–ભલું કહે છે ! પરંતુ પોતાના ગરેબાનમાં મુખ નાખીને નથી જોતા ! પોતાની જમાઅતનાં વાણી અને વર્તનને નથી જોતા. આ કોઈ નથી વિચારતું કે :

'ઈ ગુનાહે સ્ત કે દર શહરે શુમા નીઝ કુનંદ !'

(આ તે ગુનાહ છે, જે તમારા શહેરમાં પણ કરવામાં આવે છે.)

નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે, "યબ્સુરુ અહદુકુમુલ કઝા ફી અયનિ અખીહિ વયન્સા અલ જઝઅ ફી અયનિહી" ('જામિઅ')

(તમારામાં કેટલાક માણસો બીજાની આંખમાંનું તણખલું જુએ છે અને એને પોતાની આંખનું શહતીર (મોભ) દેખાતું નથી.)

આ વાતને ખૂબ ધ્યાનથી સાંભળો ! આ વાત અત્યંત મહત્ત્વની અને જરૂરી છે કે, મુસલમાનની આબરૂરેઝી (બેઈઝઝતી) અલ્લાહની નઝદીક સખ્ત છે અને ઘણી જ સખ્ત વઈદો (ચેતવણીઓ) આ વિશે આવી છે.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે :

"મુસલમાનની આબરૂમાં હક વગર ઝબાન દરાઝી બદતરીન સૂદ (વ્યાજ) છે." ("જામિઅ")

હક વગરનો અર્થ એ છે કે, જ્યાં શરીઅતે પરવાનગી આપી છે ત્યાં જાઈઝ છે અને જ્યાં જાઈઝ નથી તે હક વગરનું છે.

એક હદીસમાં છે કે :–

"વ્યાજના ૭૩ (તોત્તેર) દરજ્જા છે, જેમાં સૌથી હલકો એવો છે જેવું પોતાની માં સાથે સુહબત કરવું અને સૌથી વધારે વ્યાજ મુસલમાનની આબરૂ છે અર્થાત્ તેની આબરૂરેઝી (બેઈઝઝતી) કરવી."

એક હદીસમાં આવ્યું છે કે :

"મુઅમિનની આબરૂરેઝી કબીરા ગુનાહોમાંથી છે અને એક ગાળના બદલામાં બે ગાળ આપવી પણ કબીરા ગુનાહોમાંથી છે." (જામિઅ)

એક હદીસમાં છે કે :

"જ્યારે મારી ઉમ્મત એક બીજાને આપસમાં ગાળો આપવા માંડશે ત્યારે અલ્લાહની નિગાહથી ઊતરી જશે." (રિસાલહ તબ્લીગ)

નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો તો આ બાબતમાં એહતિમામ અહીં સુધી છે કે જમાઅતના વડાઓથી મામૂલી લગ્ઝિશો (ભૂલો)ને નઝર અંદાઝ કરવાનો પણ હુકમ છે. એટલે ઈરશાદ છે :

"અકીલુ ઝવિલ હયઆતિ અસરાતિહિમ ઈલ્લલ હુદૂદ"

ઝી વજાહત (અગ્રગણ્ય) લોકોથી હુદૂદ સિવાય તેમની લગ્ઝિશો (ભૂલો)થી દરગુજર કર્યા કરો !

અર્થાત્ કોઈ હદ એટલે કે ઝિના (વ્યભિચાર), ચોરી વગેરેનો શરઈ સુબૂત (પુરાવો) તેમના પર થઈ જાય તો બીજી વાત છે કે

આ ચીજોની સાબિતી બાદ તો કોઈની પણ રિઆયત નથી. એના સિવાય તેમની મામૂલી ભૂલોથી દરગુઝર કરતા રહો અને હુદૂદની બાબતમાં પણ જ્યાં સુધી શરઈ સુબૂત ન હોય, ત્યાં સુધી કોઈને માત્ર બદગુમાની કે ઝાતી મુખાલફત પર આરોપી ઠેરવવું જાઈઝ નથી.

સૂરએ 'નૂર'માં ઝિના (વ્યભિચાર) બાબતમાં કુર્આનનો સાફ ફેંસલો છે કે,

"જો આ લોકો નજરે જોનાર ચાર સાક્ષી ન લાવે તો તેઓ પોતે (શરઈ કાયદામાં) જૂઠા છે."

પરંતુ આપણી એ હાલત છે કે, જેની સાથે મુખાલફત હોય, તેના વિશે જેવો ચાહે તેવો ગંદામાં ગંદો કાર્ટુન છપાવી દો ! જેવો શર્મનાક મઝમૂન ચાહો તેના વિશે લખાવી દો ! ઝાની (વ્યભિચાર) અને શરાબી કહી દેવું તો એક મામૂલી જેવી વાત છે !

શરીઅતનો કાનૂન એ છે કે, જ્યાં સુધી શરઈ સાબિતી ન હોય, તોહમત (આરોપ) લગાડનારાઓને ૮૦–૮૦ (એંસી–એંસી) કોરડા હદ્દે કઝફ (પાકદામન સ્ત્રી પર ઝિનાની તોહમત લગાડવાની સઝા તરીકે) લગાવો, પરંતુ આપણે ત્યાં ઈલ્ઝામ લગાડવા માટે કોઈ શરઈ શહાદતની જરૂરત નથી ! જો કે કોઈ સાચા ઈલ્ઝામને કાઈમ (સ્થાપિત) કરવાના માટે પણ આદિલ ગવાહો (ન્યાયી સાક્ષીઓ)ની જરૂરત છે, જેમની અદાલતનો હાલ મુહક્કક હોય, શી ખબર છે કે (ઈલ્ઝામ) ખૂદ પોતાનો મનઘડત (ઉપજાવી કાઢેલો) હોય.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે,

"શયતાન પણ ક્યારેક આદમીની સૂરતમાં જાહેર થઈને કોઈ જૂઠી વાત કહી દે છે. મજમઅ (લોકોના સમૂહ) તેને સાંભળે છે અને પછી તે સમૂહ વિખેરાય જઈને કહેવા લાગે છે કે, મેં પોતે એક આદમીથી આવું સાંભળ્યું છે. હું તેનું નામ તો નથી જાણતો, સૂરત ઓળખું છું. ('મિશ્કાત' બરિવાયત 'મુસ્લિમ')

એટલા માટે માત્ર કોઈ જલસામાં, કોઈ મજમઅ (લોકોના સમૂહ)માં કોઈ અજાણ્યા આદમીથી કોઈ વાત સાંભળીને તેનું યકીન કરી લેવું પણ ઝિયાદતી છે, જ્યાં સુધી કે શરઈ કાનૂનથી સાબિત ન હોય. અલબત્ત, એવા શખ્સના વિશે એહતિયાત કરવું, વ્યવસ્થિત રીતે તેનાથી અલગ રહેવું કે તેને અલગ કરી દેવું એ અમ્રે આખર છે, પરંતુ તેના પર હુકમ લગાવવો અમ્રે આખર છે.

આ વાત સારી રીતે સમજી લેવી જોઈએ કે કોઈ શખ્સથી અલગ રહેવું કે તેને અલગ કરી દેવું એ ઈન્તિઝામના તૌર પર, સિયાસતના તૌર પર, એહતિયાત (સાવચેતી)ના તૌર પર પણ થઈ શકે છે, પરંતુ તેના પર કોઈ ઈલ્ઝામને કાયમ કરી દેવો તે શરઈ સુબૂતનો જ મોહતાજ છે અને આ કાલ્પનિક ઈલ્ઝામો સામાન્ય રીતે વ્યક્તિગત અને સામૂહિક હસદથી પેદા થાય છે કે બીજાને વધતો જોવું સહન નથી થતું.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે,

"કીનો અને હસદ નેકીઓને એવી રીતે ખાય જાય છે, જેવી રીતે આગ ઈંધનને ખાય જાય છે." ('જામિઅ')

જો કે એ લોકો જેઓ માત્ર બદગુમાનીઓથી બીજાઓના ઉપર ઈલ્ઝામ મૂકે છે, જો નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમના ઈરશાદાતને ધ્યાનથી જુએ તો તેમને પણ જાણ થઈ જાય છે કે તેઓ આવા ઈલ્ઝામોથી પોતાનું પણ નુકસાન કરે છે કે જે રીતનો મામલો તેઓ બીજાઓની સાથે કરે છે, તેવો જ તેમની સાથે પણ કરવામાં આવશે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે : "કમા તદીનુ તુદાનુ" જેવું કરશો તેવું ભરશો. ('મકાસિદે હસનહ')

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે :–

"ભલાઈ અને નેકી જૂની થતી નથી અને ગુનાહ ભૂલાવવામાં નથી આવતો અને દરમિયાન (બદલો આપનારી ઝાત અર્થાત્ હક તઆલા શાનુહૂ)ના માટે મોત નથી (તે હય્ય અને કય્યૂમ છે, દરેક શખ્સના દરેક કાર્યને જુએ છે) જેવો ચાહો અમલ કરી લો, જેવું કરશો તેવું જ ભરશો."

એક હદીસમાં 'તવરાત'માંથી આ મઝમૂન નકલ કરવામાં આવ્યો છે કે :

"જેવું કરશો તેવું જ ભરશો અને જે ત્રાજવાથી તોલ કરશો, તે જ ત્રાજવાથી તોલીને તમને આપવામાં આવશે." ('જામિઉસ્સગીર')

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે :

"જે શખ્સ કોઈ મુસલમાનની મદદથી એવા વખતે હાથ ઉઠાવી લે છે જ્યારે તેનું અપમાન કરવામાં આવી રહ્યું હોય, તેની આબરૂરેઝી (બેઈઝઝતી) કરવામાં આવી રહી હોય તો હક તઆલા શાનુહૂ એવા વખતે તેને (પણ) નિઃસહાય અને નિરાધાર છોડી દેશે, જ્યારે તે પોતે મદદનો જરૂરતમંદ હશે અને જે કોઈ મુસલમાનની મદદ એવા વખતે કરશે જ્યારે તેની આબરૂરેઝી

કરવામાં આવી રહી હોય અને તેનું અપમાન કરવામાં આવી રહ્યું હોય તો હક તઆલા શાનુહૂ તે શખ્સની એવા વખતે મદદ ફરમાવશે જ્યારે કે તેને મદદની જરૂરત હોય.'' ('મિશ્કાત')

હઝરત અબૂઝર ગિફારી (રદિ.) મશહૂર સહાબી છે. તેમનો એક લાંબો કિસ્સો હદીસની કિતાબોમાં બયાન કરવામાં આવ્યો છે, જેના અંતમાં આ મઝમૂન છે કે :

તેમણે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને દરખ્વાસ્ત કરી કે, ''મને કોઈ વસિય્યત ફરમાવો ! હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે, તકવાની વસિય્યત કરું છું. એ તમામ ચીજોના માટે ઝીનત (શોભા) છે.''

(અને હકીકતમાં જે શખ્સ દરેક બાબતમાં અલ્લાહથી ડરે છે તો પછી તે કોઈ ઐબ કે મુસીબતમાં ગિરફતાર થઈ જ નથી શકતો.)

તેમણે અરજ કરી કે, ''કોઈ બીજી વાત પણ ફરમાવી દો !''

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે, ''તિલાવતે કુર્આન અને અલ્લાહના ઝિક્રની કસરત (વિપુલતા) રાખતા રહો કે એ આસમાનોમાં તમારા ઝિક્ર—તઝકિરહનો સબબ છે અને જમીનમાં તમારા માટે અનવારની કસરત (વિપુલતા)નો સબબ છે.''

તેમણે હજુ વધારે (વસિય્યત)ની ઈચ્છા કરી તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે, ''અકસર (બહુધા) ચૂપ રહ્યા કરો કે એ શયતાનથી બચવાનો સબબ છે, (કારણ કે ઝબાનના કારણે શયતાન ઘણાખરા હલાકતના મોકાઓમાં ફસાવી દે છે) અને ચૂપ રહેવું દીની કામોના એહતિમામમાં મદદગાર છે, (કારણ કે જે શખ્સને નકામી વાતો

કરવાનો રોગ છે તે ઘણાખરા દીની કામોથી મહરૂમ રહે છે).''

તેમણે હજુ વધારેની ઈચ્છા વ્યક્ત કરી તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે, હક વાત કહો, ચાહે (ભલે) કડવી જ લાગે, તેમણે હજુ વધારેની ઈચ્છા વ્યક્ત કરી તો હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ''અલ્લાહના સંબંધમાં કોઈની મલામતની પરવા ન કરો.'' અને વળી વધારેની દરખ્વાસ્ત પર ઈરશાદ ફરમાવ્યો કે, ''પોતાના ઐબો પર નજર કરશો તો તે તમને બીજાઓના ઐબો પર નજર કરવાથી રોકી દેશે.'' ('મિશ્કાત')

આ વાતથી મારો અહીં મકસદ એ છે કે, આપણે હરેક વખતે બીજાઓના ઐબોની ફિકરમાં રહીએ છીએ. જો આપણને પોતાના ઐબો પર નજર (કરવા)નો ચસકો (આદત) પડી જાય તો ન બીજાઓના ઐબોને જોવાની ફુરસદ મળે કે ન તેને ફેલાવવાની હિમ્મત થાય કે હરેક વખતે પોતાના ઐબોની ફિકર લાગેલી છે.

**મુરા પીરે દાનાએ મુરશિદ શિહાબ,**
**દો અંદુઝ ફરમૂદ બર રૂએ આબ,**
**યકે આંકે બર ખૈશ ખૂદ બી મબાશ,**
**દિગર આંકે બર ગયર બદબી મબાશ.**

(વસિય્યતનામએ હઝરત રાયપૂરી રહ.)

**ભાવાર્થ :** હઝરત શેખ સઅદી (રહ.) ફરમાવે છે કે :

મને મારા કામિલ પીર હઝરત શૈખ શિહાબુદ્દીન સુહ્રવર્દી (રહ.)એ દજલાની સફરમાં બે નસીહતો કરી હતી :

(૧) તું પોતે પોતાને ખૂદબીં (પોતાની ખૂબીઓ પર નજર રાખનાર) ન બનાવ.

(૨) બીજાઓની બાબતમાં બૂરી નઝરથી જોનાર ન બન.

('અલ એ'તિદાલ ફી મરાતિ બિર્રિજાલ', મઅરૂફ બ–'ઈસ્લામી સિયાસત' પાનું ૧૨૭ થી ૧૩૫)

હઝરત મવલાના ઈલ્યાસ સાહેબ (રહ.) ફરમાવે છે કે :

"આ ચીજોનો અજર (અર્થાત્ મોટાઓના–નાનાઓના હકોની રિઆયતનો અજર, જેનું વ્યાપક નામ ઈસ્લાહે ઝાતુલ બય્ન છે) અરકાનના કરતાં કમ નથી, બલકે વધારે જ છે. અરકાનની રુકનિયતનો મતલબ એ છે કે અલ્લાહ તઆલા આપણાંથી જે જિંદગી ચાહે છે તે આ અરકાનથી પેદા થઈ શકે છે. વળી, આ ઈસ્લાહે ઝાતુલ બય્ન (આપસના સંબંધોની સુધારણા)નો સંબંધ હુકૂકુલ ઈબાદ (બંદાઓના હુકૂક) સાથે છે અને અલ્લાહ તઆલા તો પોતાના બંદાઓના હકમાં શફીક અને કરીમ અને રઊફ અને રહીમ છે, પરંતુ બંદા તો એવા જ છે જેવા કે તમે પોતે છો, એટલે એમના હકોની અદાયગીની બાબત અત્યંત મહત્ત્વની છે."

(મલ્ફૂઝાતે હઝરત મૌલાના મુહમ્મદ ઈલ્યાસ (રહ.), પાના નંબર ૧૨૮, મલ્ફૂઝ નંબર ૧૫૧)

સારાંશ કે, આપસમાં મેળમિલાપથી (ભાઈચારાથી) રહેવું ને પોતાના દિલને ઈર્ષા, અદેખાઈ, દુશ્મની અને દ્વેષ (અદાવત)થી પાક–સાફ રાખવું બહુ જ જરૂરી છે.

હદીસમાં છે કે :

(૨) અન અબી હુરયરત (રદિ.) કાલ, કાલ રસૂલુલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ લા તકાતઉ વલા તદાબરૂ.....

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

"આપસમાં સંબંધો તોડો નહિ ! અને એક–બીજાથી મોઢું ફેરવો નહિ, આપસમાં દુશ્મની રાખો નહિ, આપસમાં ઈર્ષા–અદેખાઈ કરો નહિ. હે અલ્લાહના બંદાઓ ! (તમે) બધા ભાઈ–ભાઈ બનીને રહો, જેવો અલ્લાહે તમને હુકમ આપ્યો છે." ('મુસ્લિમ શરીફ', પાનું ૨૧૬, જિલ્દ ૨, બાબુ તહરીમિઝ–ઝન્નિ વત્તજસ્સુસ)

(૨) હઝરત અનસ રદિયલ્લાહુ અન્હૂથી રિવાયત છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને ઈરશાદ ફરમાવ્યો કે :

"બેટા, જો તમે આ વાત પર શક્તિ ધરાવતા હો કે તમે એવી હાલતમાં સવાર–સાંજ કરો કે તમારા દિલમાં કોઈ શખ્સ પ્રત્યે ખોટ (કીનો–કપટ) ન હોય તો તમે જરૂર આવું કરો !"

તે પછી ઈરશાદ ફરમાવ્યો :

"આ મારી સુન્નત છે અને જેણે મારી સુન્નતથી મુહબ્બત રાખી તેણે મારી સાથે મુહબ્બત રાખી અને જેણે મારી સાથે મુહબ્બત રાખી તે જન્નતમાં મારી સાથે હશે."

('મિશ્કાત શરીફ', પાનું ૩૦ બાબુલ ઈઅતિસામિ બિલ કિતાબિ વસ્સુન્નહ)

દિલને દુશ્મની અને કીના–કપટથી પાક–સાફ રાખવું એટલો મોટો અને ઉચ્ચ અમલ છે કે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તાકીદપૂર્વક તેની તા'લીમ આપી અને તેને પોતાની સુન્નત ફરમાવી.

હદીસે પાકનો તકાઝો આ છે કે દરેક મુઅમિન પ્રત્યે દિલ સાફ રાખવું જોઈએ. જયારે દરેક મુઅમિન પ્રત્યે દિલ સાફ રાખવાનો હુકમ છે તો પોતાનાં સગાં–સંબંધીઓ પ્રત્યે દિલ સાફ રાખવું કેટલું જરૂરી હશે ! તેનો પોતે જ અંદાજો લગાવી શકાય છે.

(ફક્ત અલ્લાહ તઆલા બેહતર જાણે છે)

અલ્લાહ તઆલાના ફઝલ અને તૌફીકથી આ જવાબ લખાયો. હક તઆલા પોતાના ફઝલથી કબૂલ ફરમાવે અને તમામ મુસલમાનોને કુર્આન તેમજ હદીસના આ સોનેરી સૂચનો અને આદેશો પર અમલ કરવાની તૌફીક આપે તથા તમામ ઈમાનવાળાઓને આપસમાં 'સિલહ રહમી' કરવાની અને 'કતઅ રહમી'થી બચવાની તૌફીક અતા ફરમાવે, આમીન !

**બિહુરમતિન્નબિય્યિલ ઉમ્મિય્યિ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સહ્બિહી વ સલ્લમ તસ્લીમન્ કસીરન્ કસીરન્ કસીરા.**



بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ ؕ

# કોઇનો માલ આંચકી લેવાનું અને બહેનોને વારસાથી વંચિત કરવાનું બયાન

મુસલમાનોમાં એક બીમારી આ પણ સામાન્ય થતી જાય છે કે જ્યાં મોકો મળ્યો બીજાનો માલ દબાવી લે છે. માત્ર દુન્યવી ફાયદો સામે રહે છે. આખિરતથી અનંત ગફલત છવાયેલી છે. કોઈ બીજાનો માલ તેની દિલી રઝામંદી વગર હલાલ નથી.

હદીસમાં હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે :

"કોઈ મુસલમાનનો માલ તેની ખૂશદિલી સિવાય હલાલ નથી." ('મજમઉઝ ઝવાઈદ', પાનું ૧૭૬, જિલ્દ ૪)

હજ્જતુલ વદાઅના મોકા પર આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મિનામાં જે ખુત્બો આપ્યો તેમાં આ પણ ઈરશાદ

ફરમાવ્યો કે :

"કોઈ શખ્સના માટે પોતાના ભાઈનો કોઈ માલ હલાલ નથી, સિવાય તે માલના જે તેણે ખૂશદિલીથી આપ્યો હોય."

('મજમઉઝ ઝવાઈદ', પાનું ૧૭૧, જિલ્દ ૪)

હઝરત અબૂ હમીદ સાઈદી રદિયલ્લાહુ અન્હૂ રિવાયત ફરમાવે છે કે, આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

"કોઈ મુસલમાનના માટે હલાલ નથી કે તે પોતાના ભાઈનો કોઈ માલ નાહક તરીકાથી લે, એટલા માટે કે અલ્લાહ તઆલાએ મુસલમાનનો માલ મુસલમાન પર હરામ કર્યો છે અને એને પણ હરામ ઠેરવ્યો છે કે, કોઈ શખ્સ પોતાના ભાઈની લાઠી (દંડો) પણ તેની ખૂશદિલી વગર લે." ('મજમઉઝ ઝવાઈદ', પાનું ૧૭૧, જિલ્દ ૪)

કોઈથી કોઈ ચીજ લેવા કે તેને ઉપયોગ કરવા માટે તેનું ખૂશીથી રાજી હોવું જરૂરી છે. એટલે અગર કોઈ વખતે હાલત (સંજોગો)થી એવું જાણવામાં આવે કે કોઈ શખ્સે પોતાની માલિકીની વસ્તુ ઉપયોગ કરવાની પરવાનગી કોઈ દબાણ હેઠળ કે શરમા–શરમીમાં આપી દીધી છે અને તે દિલથી એના પર રાજી નથી તો એવી પરવાનગીને પરવાનગી સમજવામાં આવશે નહિ, બલકે તેનો ઉપયોગ પણ બીજા શખ્સના માટે જાઈઝ થશે નહિ.

('વસિય્યતુલ ઈરફાન', જુમાદલ ઊલા ૧૪૧૬ હિજરી મુતાબિક ઓકટોબર ૧૯૯૫, પાનું ૪૪–૪૫, અંક ૧૦, જિલ્દ ૧૮)

ઉપરાંત, આ (વાત) પણ ધ્યાનમાં રહે કે છોકરીઓને વારસાથી મહરૂમ કરવી અને તેમને વારસામાંથી જે હિસ્સો મળે

છે તે છોકરાઓએ આપસમાં વહેંચી લેવો, તે પણ આ જ હુકમમાં દાખલ છે અને સખ્ત હરામ છે તથા બહેનો પર જુલ્મ છે. છોકરીઓ (બહેનો)નો જે શરઈ હક હોય (અને તે ઉપરાંત જે કોઈ પણ શરઈ વારસદાર હોય) તેમનો હક અદા કરવો અત્યંત આવશ્યક અને જરૂરી છે.

વારસાની વહેંચણી કાનૂને ઈલાહી છે. તેના પ્રમાણે અમલ કરવો ઘણી મોટી ફઝીલત અને અજર તેમજ સવાબનો સબબ છે અને તેનાથી વિરુદ્ધ કરનાર માટે દોઝખની સખત વઈદ છે.

કુર્આને મજીદમાં વારસાના અહકામ બયાન ફરમાવ્યા પછી અલ્લાહ તઆલાએ ઈરશાદ ફરમાવ્યો છે : તિલ્ક હુદૂદુલ્લાહ.....

આ (બધા હુકમો) અલ્લાહના નિર્માણ કરેલાં કાનૂનો છે અને જે કોઈ અલ્લાહ અને તેના રસૂલનું સંપૂર્ણ ફરમાન ઉઠાવશે અલ્લાહ તેને એવી જન્નતમાં દાખલ કરશે જેના (મહેલો) તળે નહેરો વહેતી હશે. તેઓ તેમાં સદા રહેશે; અને એ જ મહાન સફળતા છે.

પણ જે કોઈ અલ્લાહ અને તેના રસૂલની નાફરમાની કરશે અને તેની સીમા ઓળંગી જશે તો તેને એવી (દોઝખની) આગમાં નાખશે, જેમાં તે સદા રહેશે; અને તેને માટે હલકાઈનો અઝાબ છે.

('સૂરએ નિસાઅ', આયત ૧૩, ૧૪)

એટલે બહેનોના અને શરઈ વારસદારોના હક્કો અદા કરી દેવા જોઈએ.

મૌલાના મુફ્તી મુહમ્મદ આશિક ઈલાહી બુલંદશહરી (રહ.)એ ઘણી સારી વાત લખી છે :

અલ્લાહ તઆલા શાનુહૂએ છોકરીઓના હિસ્સાનું મહત્ત્વ આ પ્રમાણે બયાન ફરમાવ્યું છે :

"લિઝ્ઝકરિ મિસ્લુ હઝ્ઝિલ ઉન્સયયૂનિ."

(સૂરએ 'નિસાઅ', આયત ૧૧)

(અર્થ : એક છોકરાનો હિસ્સો બે છોકરીઓના બરાબર છે.)

અર્થાત્ : (અલ્લાહ જલ્લ શાનુહૂએ) છોકરાઓનો હિસ્સો અલગ રીતે બતાવ્યો જ નથી, બલકે છોકરીઓનો હિસ્સો બતાવીને (તેના સંદર્ભમાં) છોકરાઓનો હિસ્સો બતાવ્યો છે. !

('વસિય્યત ઔર મીરાસકે અહકામ', પાનું ૪૩)

કેટલાક લોકો પોતાના કેટલાક વારસદારોને 'આક' (માં–બાપના નાફરમાન) ઠેરવીને તેને વારસાથી વંચિત કરી દે છે ! આ પણ જાઈઝ નથી. જો કોઈ છોકરો નાફરમાન છે તો અમલનો તે જવાબદાર છે, પરંતુ તેને વારસાથી વંચિત કરી શકાશે નહિ.

હદીસમાં છે :

હઝરત અબૂ હુરયરહ રદિયલ્લાહુ અન્હૂથી રિવાયત છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

"નિઃશંક, મર્દ અને અવરત સાંઠ (૬૦) વરસ સુધી (અર્થાત્ આખી ઝિંદગી) અલ્લાહ તઆલાની ઈતાઅત (ફરમાંબરદારી) કરે છે, પછી મૌત વખતે વસિય્યત કરવામાં કોઈ (વારસદાર)ને નુકસાન પહોંચાડવાનું વલણ અપનાવે છે તો તેમના માટે દોઝખ વાજિબ થઈ જાય છે."

તે પછી હઝરત અબૂ હુરયરહ (રદિ.)એ સૂરએ 'નિસાઅ'ની

આ આયત તિલાવત ફરમાવી :

મિમ્ બઅ્દિ વસિય્યતિંય્યુસા અવ દૈનિન ગયૂર મુઝાર્રિન....

વઝાલિકલ ફઝ્લુલ અઝીમ. (મિશ્કાત શરીફ : ૨૬૫, બાબુલ વસાયા)

બીજી હદીસ : અન અનસિન (રદિ.) કાલ, કાલ રસૂલુલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મન કતઅ મીરાસ વારિસિહી કતઅલ્લાહુ મીરાસહૂ મિનલ જન્નતિ યવ્મલ કિયામતિ.....

**અર્થાત્** : હઝરત અનસ રદિયલ્લાહુ અન્હૂથી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

''જેણે પોતાના વારસદારના વારસને કાપી નાખ્યો, અલ્લાહ તઆલા કિયામતના દિવસે જન્નતથી તેનો હિસ્સો કાપી નાખશે.''

('મિશ્કાત શરીફ', પાન ૨૨૬, 'ફતાવા રહીમિય્યહ', પા. ૪૭૫, જિલ્દ ૬)

આપણા જમાનાની જે જહાલત છે, તેનું કોઈ કવિએ સુંદર શબ્દચિત્ર દોર્યું છે ! તેની કેટલીક પંક્તિઓ (અશઆર) યાદ છે, જે રજૂ કરવામાં આવે છે :

**ખબર હદીસોંમેં જિસકી આઈ હય,**
**વહી ઝમાના અબ આ રહા હય.**
**ઝમીં ભી તેવર બદલ રહી હય,**
**ફલક ભી આંખેં દિખા રહા હય.**
**પરાયે માલકો અપના સમઝેં,**
**હરામકો ભી હલાલ સમઝેં.**

ગુનાહ કરે ઔર કમાલ સમઝેં,
બતાઓ દુન્યામેં કયા રહા હય.
ભાઈકા ભાઈ બના હય રહઝન,
હકીકી બેટી હય માં કી દુશ્મન.
પિસરને છોડા પિદરકા દામન,
બહનકો ભાઈ સતા રહા હય.
હાથ બાંધે ખળે હંય સફ પર,
બસ અપને અપને ખ્યાલમેં હંય.
ઈમામે મસ્જિદસે કોઈ પૂછે,
નમાઝ કિસકો પળહા રહા હય !

કહેવાનું તાત્પર્ય એ છે કે, દુનિયામાં દરેક હકદારનો હક અદા કરીને મામલો સાફ કરી લેવો જોઈએ. આખિરતનો મામલો ઘણો જ સંગીન છે. ત્યાં હક્કોની અદાયગી નેકીઓથી કરાવવામાં આવશે. નેકીઓ ન રહેશે તો હકદારના ગુનાહ તેના ઉપર નાખી દેવામાં આવશે !

હદીસમાં છે : અન અબી હુરયરત (રદિ.) કાલ, કાલ રસૂલુલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મન કાનત લહૂ......

**અર્થાત્** : હઝરત અબૂ હુરયરહ રદિયલ્લાહુ અન્હૂથી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

“જેના પર તેના ભાઈનો કોઈ હક તેની આબરૂરેઝી કે માલથી

સંબંધિત હોય તો તેને જોઈએ કે આજે જ તેનાથી માફી મેળવી લે, એનાથી પહેલાં કે (કિયામતનો દિવસ આવે), જયાં તેની પાસે ન દીનાર હશે, ન દિરહમ ! જો તેની પાસે નેકીઓ હશે તો નેકીઓ લઈ લેવામાં આવશે અને જો તેની પાસે નેકીઓ ન હશે તો હકદારના ગુનાહ તેના પર નાખી દેવામાં આવશે !''

('બુખારી', મિશ્કાત' : પાનું ૪૩૫, બાબુઝ઼ ઝુલ્મ)

હઝરત સઈદ બિન ઝૈદ રદિયલ્લાહુ અન્હૂથી રિવાયત છે કે, રસૂલુલ્લાહ  સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

''જે માણસે ઝુલ્મથી કોઈની એક વેંત જમીન લઈ લીધી તો કિયામતના દિવસે તે એક વેંત જેટલી સાતેય જમીનનો હિસ્સો તેના ગળામાં હાર બનાવીને નાખી દેવામાં આવશે.''

('મિશ્કાત શરીફ', પાનું ૨૫૪)

કોઈનો માલ દબાવી લેવાથી અને વારસો ન આપવાથી ઘણી વેળા ખાનદાનમાં કુસંપ પેદા થઈ જાય છે અને એ કતઅ રહમીનો સબબ બની જાય છે. એટલે એને અનુરૂપ આ લખાણ ઉમેરવામાં આવ્યું છે. અલ્લાહ જલ્લ શાનુહૂ હરેકને અમલની તૌફીક અતા ફરમાવે, (આમીન !)

 **સમાપ્ત** 